# એતદ્

વર્ષ ૧૫ : અંક ૧ જાન્યુ-માર્ચ, ૧૯૯૪

સંપાદન

શિરીષ પંચાલ   જયંત પારેખ   રસિક શાહ

ક્ષિતિજ સંશોધન પ્રકાશન કેન્દ્ર
સંસ્થાપક : સુરેશ જોષી
એતદ્ ૧૧૯
વર્ષ ૧૫ : અંક ૧ જાન્યુ-માર્ચ-૯૪



વાર્ષિક લવાજમ રૂપિયા ૫૦, આજીવન રૂપિયા ૫૦૦/-

લવાજમ ભરવાનાં સ્થળ :
રસિક શાહ ૨૪, બી/૬ ખીરાનગર
એસવી રોડ, સાન્તાક્રુઝ, મુંબઈ ૪૦૦ ૦૫૪

જયંત પારેખ માલંચ, ૪૨૭, ૧૦મો રસ્તો
ચેમ્બૂર, મુંબઈ ૪૦૦ ૦૭૧

યુયુત્સુ પંચાલ ૨૩૩, રાજલક્ષ્મી
જૂના પાદરા રોડ, વડોદરા ૩૯૦ ૦૧૫

સમ્પાદકીય પત્રવ્યવહાર શિરીષ પંચાલને નામે તથા વ્યવસ્થા
અંગેનો પત્રવ્યવહાર યુયુત્સુ પંચાલને સરનામે કરવો

મુદ્રણસ્થાન :
ચંદ્રિકા પ્રિન્ટરી, મીરઝાપુર રોડ, અમદાવાદ ૩૮૦ ૦૦૧ ફોન : ૨૦૫૭૮

# ખંડિત કાંડ

દિલીપ ઝવેરી

## કિમિદં વ્યાહૃતં મયા

અક્ષર અક્ષર વચ્ચે
થોડું ખરબચડું
પણ સાચ હજો

થોડા પથરા
થોડા ઠળિયા
થોડાં પીંછાં
થોડી ચગદેલી આંગળીઓ
થોડું લોહી
થોડાં આંસુ
થોડો ખારો કડવો તેજાબી પણ સ્વાદ હજો

ડૂસકાં ચીસો રાડ
થથરતાં જાનવરોનો ભાંભરિયો ઘોંઘાટ
તૂટતાં નળિયાં બળતાં વળિયાંનો તતડાટ
તરડતા કાચ ભાંગતાં ઠામ

વછડતાં જોડાં
નીંદર હબક્યાં બાળ
બટકતી કળી ઉખેડ્યો છોડ
ખોખરાં કાઠ વ્હેરતી કરવતનો ખોંખાર હજો

અક્ષર અક્ષર વચ્ચે
થોડા ઘાવ ફફોલા રાખ ધૂંવાડા
થોડો પણ સૂનકાર હજો
આ કોરા કાગળ ઉપર
ખોળંવા લયને
જાન્યુ - માર્ચ ૧૯૯૪

ચારેકોર ખોદતો જાઉં
હાથમેં બિન ધાગેકી સ્યાહ ટપકતી સૂઈ લઈકે
ટપકે ટપકે
લીટી દોરે
ટપકું લીટી
ટપકું ટપકું લીટી ટપકું ટપકું
લીટી ટપકે આંક્યા મારા અક્ષર વાંકા રાંક કગરતા
કાગળ પાસે
નથી ઝાઝું કંઈ જોતું
ફૂટ્યાં નસીબ
છો ને અરથ મળે ના
મળે ફક્ત જો અવાજ થોડો લીંટાતો લગ
ટીપે ટીપે કરી તરીશું
ખરબચડું સાચું ખારું કડવું તેજાબી
તતડખોખરો સૂનો
અક્ષર અક્ષર વચ્ચે
લય શોધું છું રામ

## સરયૂને તીર કોક રોયાનું યાદ

ઊગે છે અંધકાર હળવે ચોમેર
મને પાણીનો રંગ કોક દાખવો
એકવાર બોલ્યું'તું ધીમેથી કોક
        તારો ચહેરો ખેડાશે પાણીમાં
ખૂબ ખૂબ પાણીડાં ખોળ્યાં મેં
                ડ્હોળ્યાં મેં
                 ઢોળ્યાં મેં

આપનામાં ચાંદા ડુબાડ્યા
કોહવાતી કાખેથી
વેતરાતા વાંસેથી
માટીમેલા માથેથી
પરસેવા
ફાટેલાં પ્હેરણથી લૂ'છ્યા
આંખોનાં ટીપાં ને નાકની વરાળ
બેઉ હાથોમાં ઢાંકીને ઝીલ્યાં
કાંટાળે ઝાડ ઊગ્યા ખટમીઠા
ગરભોની

કૂણી સૂકી ચામડીને છોલી
ખડકોમાં પૂરેલા થડકારા
સાથળની ભેખડમાં કોશ કોશ ખોદ્યા
વાદળને બાઝનારી પાંખોને સીવવા
સોય જેમ વીજ-તીર પ્રોવ્યાં
મ્હેલોથી ઊંચા તાડ તોડ્યા
ભોળાં હરણાંની છેતરાતી ચાલ ભેળી ફાળ ભરી
ઘાસઢાંક્યા કૂવાને તળિયે જંપેલ
છાનાં લોહીને ઘાવમાં વલોવ્યાં
છેવટ તો સાગરનાં મોજાંને બાંધી
માંહ્ય દાટેલી આગ બહાર આણી
પછી તોડ્યું ને બાળ્યું ને વીંખ્યું ને પીંખ્યું ને
ખંડેરો મડદાં મસાણ ઘોર
ખડકેલો કાઠ ચાંપી ભડકા
ચડાવી માથે સપનાંની મૂરત
ને ધોબીને કોરે ઘાટ ફિટકારી હાથ
બેસુરાદ બેપનાહ બેઘર બેઆબરૂ બેવતન બેજબાન બેસબબ યતીમ
આજ હવે અંધારે એકલ આ સરયૂને તીર
મને પાણીનો કોક



## અંતનાં જળ

નદી તો પાછી ઊતરી ગઈ છે પાતાળે
પથરા જ પથરા
તરશે કેમ ?
ચળશે કેમ ?
સળવળશે કેમ ?
આ ક્યારથીય મેલાં આંગળાં
ધોવાને ચાંગળુક પણ જળ ક્યાં છે ?
તાણેલા કામઠા જેવું હળ લઈને
કોણ ખેંચી લાવશે સાગરને ?
ધૂળ રાખ ભંગાર
ક્યાં ડુબાડવાં ?
ક્યાં વહેવડાવવાં
અડધાં રાંધ્યાં અડધાં કાચાં ધાન ?
આગમાં અડધાં બળ્યાં ધૂળમાં અડધાં ભળ્યાં મડાં ?
ક્યાં સંતાડવી
જાન્યુ - માર્ચ ૧૯૯૪

મસાણ કબરથી બચેલી આ જાતને ?
આ જાત જેને
ડોળો કાગડાનો
ગળે ઝરખનો અવાજ
ચામડી સૂંઢિયાની ખાલ
બોરડીના હાથ
ઓક્ટોપસી આંગળાં
ટીટણની કેડ
ડુક્કરિયું પેટ
અળશિયાળું લોહી
ઘોડાળો ઘામ
મચ્છરાળી તરસ
કાંચીડાની જીભ
રીંછાળા જટિયાં
ગીધાળી ગરદન
બળદિયાળો થાક
શ્વાનાળ શિશ્ન
કીડિયારી કૂખ
ને ઝાળઝાળ ભૂખ માણસની
આ માણસભૂખી જાતને ગળે પથરા બાંધી
મોઢે બુકાની તાણી
લાજના માર્યા છાની છાની
નદીની સૂકી ભેખડથી ગબડાવી
ક્યાં બુડાડવી ?
ડબ ડબતાં
જળ જળ જળ ક્યાં છે ?
ખળ ખણ ખલ ખડ ખર
જળ જલ ઝળ ઝલ છલ
બળ બળ આંખે ઊભરાતાં અંધારાં

# નિર્જન

રાજેશ પંડ્યા

કોઈ આવતું જતું નથી.

રડ્યું ખડ્યું કૂતરું ફળિયામાં પૂરેલી
રંગોળી પર આળોટ્યા કરે છે ક્યારનું
રાંધણિયામાં રાંધ્યાં ધાન રખડી પડ્યાં છે.
ગોટેગોટા ધુમાડો ઊંચે ને ઊંચે
ચઢતો જાય છે કશી રોકટોક વગર
વાદળ બંધાતાં જાય છે વિખરાતાં જાય છે
પાણિયારે ચળકતી હેલ
ઓચિંતી છલકાઈ હેબતાવી દે
તાંબાકૂંડીમાં ઉચાટ ફદફદયાં કરે
શેરી સોંસરી ધૂળ ઊડ્યાં કરે
ઘોડાના ડાબલા હજીય કાનમાં પડઘાય
ખરી તળે ચગદાઈ કેટલીયે
છાતીએ લોહીનાં ટશિયાં ફૂટી નીકળી
ઝમીં ઝમીં કાળામેંશ ગંઠાઈ ગયા છે
મંદિરની ધજા ભાંગી પડી
હવાને લીરેલીરાં કરતી રજોટાઈ ગઈ.
કૂવામાંથી ઊંચકાયેલું જળ
ગરેડીથી તળિયાલગ ઘુમરાકરડી
પીપળાના પાન-થડ-મૂળમાં કીડીઓ ઊતરતી જાય
મેલડીના પાણે વધેરાયેલું નાળિયેર
રંગી દે દરિયાદીમને હીંગળો
રાખોડી ભોં ભીની થાય ગજ બે ગજ
ગરભ ખોતરતા જનાવરના મોં લોહીલુહાણ
અટકી પડ્યું છે સઘળુંય અધવચ્ચે
સીમમાં ગયેલાં હજુ પાછા વળ્યાં નથી.

જાન્યુ - માર્ચ ૧૯૯૪

ઘઉંનાં ખેતરોમાં ગેરું ફરી વળ્યો છે.
લીલીછમ વરખડીઓમાં કીડાં સરકતાં છેક
ઝીંડવે જઈ ઊજળા રૂને પીંખી નાંખે છે.
અડખે પડખે ઉપર ઊડ્યાં કરે છે કીટાણું
પગ મૂકો ત્યાં ગોખરું
આવળ બાવળ ઝાડ-ઝાંખરાં
જ્યાં જુઓ ત્યાં ઘરોડીના કૂંડા
રસકસને ધાવી આડે ધડ ફેલાતા જાય

ગળિયા બળદને ઈતડિયોં હજાર
ઊપડે નહીં પગ
રણકે નહીં ઘૂઘરા
ફરે નહીં પૈ અરધો આંટો પણ
ચીલા ઊંડા ને ઊંડા ઊતરતા જાય
આ છેડાથી પેલા છેડા સુધી
ગામની ભીંતેભીંતમાં અંધારા મર્યા છે.
ખૂણેખૂણાં કોહવાતા ગંધાઈ ઊઠ્યાં છે.
લૂણો લાગતો જાય છે ઘરવખરીમાં
એનાથી અજાણ લોક હજીય
આણાંની રજાઈઓ રેશમી ધડકીઓ
આભલા ભરેલાં ગલેફ તડકે મૂકે છે.
હાડ ઠારી નાંખતા કેટલાય શિયાળા
એની હૂંફે હેમખેમ તરી જવાયા છે.
કડકડતી રાતે નસેનસમાં જામી પડેલું લોહી
ફરી ધગધગતું સીસું થઈ વહેવા માંડ્યું છે.
તપેલા તાંબા જેવા દેહ રગદોળાઈ
માટીનો ગુંદો થઈ ગયા છે
ચાકડે ચડી છે એ માટી
ઘાટ ઘડાયા છે પાત્ર રચાયાં છે
એમાં ઝીલાયું છે આખ્ખું આયખું
એ બધું કડીબંધ તાજું છે આજેય
આટઆટલાં ભૂકંપ પૂર હોનારત દુકાળ પછીય.
આટઆટલાં ભૂકંપ પૂર હોનારત દુકાળ પછીય
અડીખમ ઊભી હતી
એ ભીંતોને હવે લૂણો લાગી ગયો છે
આખા ને આખા ઘરેઘર પૃથિવીમાં બેસતાં જાય છે.

એતદ્

# અંતર ઊડી જાય

કાનજી પટેલ

દિશા મંડાઈ
અમથો રતીભાર ખેલમાં કે
હળાહળ

આગળ જતાં પૂછ્યું, મનમાં હતું એ બધું

ઠેકાણું નહિ
હવે રતી ધૂણે છે
રહી ગયેલી રેખ રમે છે
લટિયાં જથરવથર
હાથના થાપોટા
મોંથી હિસકારા
ડોળા આકાશમાં પાતાળમાં
આખું ઘર માથે લીધું

વિસામો જોઈએ તો
સામા પલ્લામાં એક રતીભાર મૂકો
દિશાના ગારામાંથી
સાંજ કેરા પૈંડામાંથી
ન ઓછી
નહિ વત્તી
નખ વા કોર ચૂંટો
વત્તું ઓછું થયું
ચૂંક પડી કે ફનાફાતિયા
તડતડ કોઠારનાં ધાન ધાણી થાય
દૂઝણી સેર વસૂકે
વળગણીએ લૂગડાંમાં અગ્નિ પ્રગટે
કૈં કૈં થાય

જાન્યુ - માર્ચ ૧૯૯૪

ઓ રતી,
સ્વપ્નામાં તારું નામ ન હતું
આખું ઊભું પડ્યું
ચરુ ઊઘડ્યો પછી દશે દિશાના વાયરા વાયા
દિશા રતીથી આગળ
રતી દિશાની આગળ
બેઉ હારોહાર
એકની પાછળ એક
એકની આગળ બીજું
બેઉ વચાળ બેઉ

શું વાત કહું
એક રતી ઘૂસે
એક દિશા ઘૂસે
સોનારૂપાં છંટાય
ઓતરાદા ઘરમાં વાદળ ફરે
મઢૂલી થાળામાં ઢળે
વારા આંતરે
અંધારું અજવાળું વસ્તુઓને પોશે પોશે પીએ

વસ્તુઓ વચ્ચેનું અંતર ઊડી જાય

# બે રચના

## રમણિક અગ્રાવત

### આજ મહારાજ

નીતર્યા અજવાસમાં ઝાડ ઊગ્યું કેસરીબંબોળ

ચળકતી ભુજાઓ ખંખેરતું
વેરતું દિશાઓમાં તેજતણખાં પાન
ખનકતું ઝાડ ઊગ્યું કેસરી-બંબોળ...

લેલૂંબ ઝૂક્યું જુનરું આકાશ
હેઠ ધરતી હરખતી હિલ્લોળ
તરતું ઝાડ વેરે આગિયા આગિયા દોથેદોથ...

લીલો શ્વાસ એનો મારી રગેરગ રેલાય
શાખા મૂળ વેગે વધે
અંગેઅંગમાં વીંટળાય
હરખતું ઝાડ ખેરે ગંધનો રૂપેરી અજવાસ...

### સન્ધાન

જળ સ્પર્શે કરું સૃષ્ટિજળે પ્રવેશ
જળમાં હું જળ મારામાં હમેશ

ટપક ટપક ટપકે સતત
ઝમ્યાં કરે જળપિંડ
પગ ખોડી ઊભા રહો
ક્યાં અટકે પ્રવેગ ?

અવરજવર છલકે નીરવ
એકતાન મનમીંડ
જળસન્ધાને ઝળહળે
જળદીપક અનેક

જળમાં હું જળ મારામાં હમેશ
જળ સ્પર્શે કરું સૃષ્ટિજળે પ્રવેશ.

# અવાજ

## મૂકેશ વૈદ્ય

(સદ્‌ગત મીના પટેલ માટે)

પણે ઓટલે સ્થિર ઊભેલો શાન્ત હિંચકો,
શાન્ત લાદીઓ,
શાન્ત ભીંત
ને બારી વચ્ચે વિસ્તરતા તડકાઓ સુધ્ધાં શાન્ત.
ઊગી આથમી સરતા દિનને
આંક્યા કરતા શાન્ત છાંયડે
ઘરના માણસ મત્સ્ય સરીખા અવાક્.
એની સામે રહી રહીને ટકરાઈ
શાન્તિની કાયા ફોડી
અંદરથી ઊઠતો
અતિશય મંદ અવાજ.
અવાજ મીઠી પગલી ભરતો
હરતો ફરતો
ઝાંઝરના ઝમકારે ઝરતો
અલક મલકની વાત.
વાતમાં વીતી રાતની રાત.
રાતભર રેલાતો આ અવાજ.
પળભરમાં આકારે આખા ત્રણેય દાયકા અવાજ
રે આ અવાજના હડદોલે
કે સ્વતઃ ગતિથી
હિંચાતો હિંચકો
દરેક જણને ઘરમાંથી ઊંચકીને એવો તો ફંગોળે
કે મૌન પડે જઈ દૂર
દૂરના આકારો.

(૨૬-૧૨-'૯૦)

# પ્ર-પંચતંત્ર

## પ્રાણજીવન મહેતા

સસલું સિંહની સામે બહારવટે ચડ્યું.
બહારવટે ચડવાનું મૂળ કારણ - સિંહનાં નસકોરાં.
રાતદિ સિંહ બોડમાં પડ્યો પડ્યો
નકરાં નસકોરાં ખાતો રહી સીમ ગજવે.
ક્યારેક ભરનિંદરમાંથી જાગી જઈ
છીંકો પર છીંકો ખાય ને અમથો ડણક્યા કરે.
આ બધાને કારણ
સસલાની નીંદર નેવે જઈ બેઠી
આમ તો સિંહની ત્રાડોથી
સસલું શું સહુ કોઈ હેવાયેલ.
બધા જાણે નવરો નાથો સિંહ
બોડે બેસી ગર્જ્યા કરે એ તો અમથીનો.
પણ મૂળે આ એના નસકોરાથી
સસલું ન નિરાંતે ઊંઘી શકે
ન સસલી સંગે બે ઘડી મીઠી ગોઠડી માંડી શકે.
આખર અકળાઈ સસલાએ
સસલી કને જઈ એલાન કર્યું :
આ સિંહણબચ્ચા સિંહના નસકોરાંનો
નાશ કરી હું જંપીશ હવે તો.
એનું નાક વાઢી કૂતરા બલાડાને ના ધરું
તો હવે મારું કુળ લજવાય.
સસલી, સાંભળ આ મારું પણ છે.
આજથી જ આપણો જીવ
સિંહ સામે બહારવટે એ જાણ તું :
સસલી તો સસલાના શૂરાતનને ફાટી આંખે
તાકી જ રહી.
જાન્યુ - માર્ચ ૧૯૯૪

ઘડીવેળ રહી પાછા સસાજી
સસલી સામે જોઈ તાડૂક્યા :
આમ મોં વકાસી મને શું જુએ ભલી,
લાવ મારી તલવાર, ઊંચક પેલી કટાર,
લે પણેથી પેલો ફેંટો, ને હા, છીંકણીની દાબડી પણ.
કાઢ્ય પટારેથી જોડાં અતરઘડી.
બસ આ ઊપડ્યો હમણેં જ આમ બોડ ભણી
સિંહની સામે બહારવટે.
નસકોરાંનો નાશ કરી પાછો ના વળું
ત્યાં લગી મારી વાટ જોતી બેસી રહેજે સખણી પાછી.

સસલી તો સસલાનું બહારવટાનામા સાંભળી
અચરજમાં ઊંડે ઊતરી ગઈ.
સૂનમૂન ત્યાં જ ખોડાઈ ઊભી રહી.
ઘડીપળ ભાન થતાં સસલાંને વારતાં બોલી :
સસારાણા, ઘણી ખમ્મા તમને મારા નાથ.
તમે સિંહ સામે બહારવટે ચડો એની ના નહીં.
ઘણી પેઢીએ આપણા કુળમાં આ પ્રસંગ આવ્યો છે
તેથી હું તમને વારતી નથી. ભલે કરો કેસરિયાં.
હા, પણ એટલું કહું
પહેલાં દુશ્મન ભાળો. પછી તમારો દેહ ભાળો.
મારું માનો ને આ બધું બખડજંતર ખાળો.
ચૂપ રે ઘડીક તું સસલી,
તું શું જાણે મારા બાવડાના બળને ?
આ બાવડાના બળે જંગલમાં ભલભલાને
ભોં ભેગા કરી દીધા છે ભૂતકાળમાં;
કંઈ તેની જાણ તને ખરી કે ?
મારા જોમનાં પારખાં કરવાં છે તને શું ?
સસલો છટક્યો.
સસલી ચૂપ ઊભી રહી.
છેવટ બહારવટે જવાની બધી પૂર્વતૈયારી થઈ ચૂકી.
સસલો પગમાં જોડા ઘાલવા જતો હતો
ત્યાં સસલીએ કહ્યું :
ખમો જરી. જોડામાં શૂળ ભરાઈ બેઠી છે
તે કાઢી નાખું, નહીં તો વળી ભોંકાશે ક્યાંક પગતળિયે ને
ઊંકારો નીકળી જાશે બહારવટે જતાં અગાઉ જ.
હા, પાછા થોભો વળી
અબીલ ગુલાલ ચોખા ચંદન લાવી તમારી આરતી ઉતારી

ઓવારણાં લઉં
હેમખેમ પાછા વળજો બહારવટેથી વિજય મેળવી.

છેવટ બધું આટોપાયે
સસલું ઊપડ્યું સિંહની બોડ ભણી.
રસ્તે વિચાર આવ્યો - બહારવટે તો ચડ્યો ભલા
પણ કોઈ સાથી સંગાથી ના મળે ભેળા.
એકલો જીવ કેમનો લડીશ સિંહની સામે.
આ વિચારમાળાના મણકા આગળ ચાલતા હતા.
ત્યાં પાછળથી શિયાળે સસલાને સાદ કર્યો.
પાછળ વળી જોયું તો વરુ પણ
શિયાળ ભેળું ભળાયું.
બન્નેને સસલાએ વિગતે વાત કહી.
શિયાળ વરુએ સસલાની હિંમતને બિરદાવી,
પ્રોત્સાહન આપ્યું
જરૂર પડે સસલા સંગાથે આવવા પણ તૈયાર થયા.
આમ ત્રણે સિંહની બોડ તરફ ઊપડ્યા.
વચ્ચે ચાલતાં સસલું પાછું બહાદુરીપૂર્વક બોલ્યું :
આ સિંહ શું સમજે છે એને.
મારો શિકાર કરી મારી ખાય મને
એનો ભો નથી આ જીવને જરીકે.
પણ આ નસકોરાં દિરાત ભરડી ભરડી
રોજ રોજ અધમૂવો કરે તે ક્યાંનો ન્યાય ?
સસલાની વાતમાં સહુને રતિભાર સત્ય
તો એની વાણીમાં તલભાર ખુમારી જણાઈ.
સહુ સસલાની વાતમાં હકાર ભણી આગળ વધ્યા.

આગળ વધતાં રસ્તે શાહુડી મળી.
શાહુડી પણ સસલા વાતે સહમત થઈ
પણ સૂચન કરતાં કહ્યું :
: શિયાળશા, વરુભા, તમે તો શાણા ને વળી સમજુ.
આ સસલું શૂરાતનના ઉશ્કેરાટમાં આવી જઈ
સિંહ સામે બહારવટે તો ચડ્યું
પણ સામેવાળાનું બળ તો જુઓ.
જરી કળથી કાં વળી જરી છળ કે કપટથી
કામ લો તો સંઘાથીનું સંઘુપ સચવાઈ રેશે.
ઘીના ઠામમાં ઘી પડી રહેશે. ને ખીચડી આપોઆપ રંધાઈ જશે.
શાહુડીએ સૂચન કરતાં કહ્યું :

: આ પડખેના ખેતરમાંના કપાસકાલામાંથી
થોડું રૂ કાઢી લાવો.
એની ઉપર અફીણનાં ડોડાંનો રસ છંટકારી
જરી મહેક્તાં કરો પછી.
સિંહને આમેય જનમારાની સરદી છે.
સિંહને જઈ કો, સૂતી વેળા આ રૂનાં પૂમડાં
નાકના બન્ને ફોયણે મેલી સૂઈ રૈ.
શરદી મટશે કે નહીં તે તો સિંહ જાણે
પણ નસકોરાનો અવાજ ધીમો પડશે એ નક્કી જાણો.
શરદીનો ઉપાય ને નસકોરાનો ઈલાજ
આ રૂના પૂમડામાં છે, ભલા ભાઈ.
હા, સસાજી, તમને પણ કહું વળી,
આ કાલામાંનું થોડું રૂ સૂતી વેળાએ
તમે પણ કાનમાં ભેરવી નિરાંતે ઘોરજો.
તમને પછી ના સિંહના નસકોરાં સંભળાશે,
ને ના તમારે સિંહ સામે બહારવટે ચડવાની
કોઈ ચિંતા ફકર રૈશે.

સમજ્યા સધુય મેં કીધું તે કે નહીં ?
મનમાં ગોઠે ને હૈયે બેસે તો કરો તેમ
નહીં તો જાવ પણે હવાડે
ને દો ડૂબકી બધા ભેળા મળી.

શાહુડીની વાત સાંભળી સહુ વિચારી રહ્યા.
વધુ વિચારતાં શાહુડીની વાતમાં
એની પીઠપરના કાંટાળા પીંછા જેવું સત્ય જણાયું.
સત્ય જણાતાં સહુની આંખ સામે
ભાવિ તરવરી રહ્યું.
આખર, સહુ શાહુડીની વાતમાં સહમત થયા.
આમેય સસલું અડધું જંગલ રઝળી રખડી
અધમૂવા જેવું થઈ ગયેલું.
ટૂંટિયું વાળી ત્યાં બેઠાબેઠ શિયાળને કહ્યું :
ભા શિયાળ, આ કામ તું જ આટોપ હવે.
આપણું ભલું એમાં સહુનું ભલું ભલા ભા.
નકામા બહારવટે ચડવું. ધીંગાણાં કરવા.
ધરતી ધમરોળવી. ધરણી લોહીલુહાણ કરવી.
જવા દો એ બધું હવે.
આપણા સ્વભાવમાં બહારવટું ખરું

# અ-હિતોપદેશ

## પ્રાણજીવન મહેતા

માકડ ઘાંચીના ગોદડામાં પડ્યો પડ્યો
વિચારે ચડી ગયો.
સાલું આ માણસનું લોહી હવે અગાઉ જેવું
ઘટ્ટ અને સ્વાદિષ્ટ ના રહ્યું.
દિવસે દિવસે લોહી કાંક પાતળું પડતું જતું દેખું.
હા વળી, પાછું પચવામાં પણ કાંઈક ભારે પડે છે.
ચાલ, હવે તો આ ગોદડી છાંડી
કોઈ તાજામાજા માતેલા સાંઢ કે પાડાની પીઠે બેસી
જરી લોહી ચૂસી તો જોઉં.
કેમ રે છે તે પણ જાણું તો ખરો જરી.
અહીં પડ્યા રહી દિ નથી વળવાનો આપણો
એ નક્કી જાણ જીવ મારા.
આ ઘાંચીની ગોદડી બહારની દુનિયાને
જોઉં તો ખરો મારી સગી આંખે.

આવું કંઈક વિચારતો માંકડ
ગોદડીથી સરકી બહાર નીકળી
ડેલી વટાવી આગળ જઈ રહ્યો હતો
ત્યાં એને સામે મધમાખ મળી.
મધમાખ તો માકડને દૂર જતો દેખી ત્યાં થંભી.
માકડ કને જઈ પૂછતાછ કરતાં બધી વાત
માકડે મધમાખીને માંડીને કરી.
મધમાખ પણ માકડની વાત સાંભળી વિચારી રહી.
ઉત્તર આપતાં બોલી :
: માકડ, તારી બધી વાત સોળ આના સાચી.
જેમ આજકાલ માણસના લોહીમાં લોહીપણું નથી રહ્યું
તેમ હવે આ ફળફૂલપાનમાં પણ રસરંગ નથી રહ્યા.

એતદ્

થઈ જતી હોય છે એવું સમજી વિચારી
મચ્છરે મરદાનગીનું એલાન કર્યું.
કુટુંબના નાનામોટા સહુ ભારે હરખાયા.
કોક તો સવાયામરદ સરીખું પાક્યું કુટુંબમાં
એ જાણી સહુની છાતી તલતલ ફુલાઈ.
આ સઘળો તાલ તમાશો જોઈ
મૂછદોરો મઠારતાં મચ્છર મનોમન મલકાયો.
દાદાએ કહ્યું : પુત્રનાં લખણ પારણામાંથી :
તો દાદીએ સુધારી ઉમેરી આગળ વધાર્યું
: ના, ના. પુત્રનાં લખણ તો બારણામાંથી જ પરખાય :
: મરદાનગીનાં ગાણાં ગાતો મચ્છર
પોતાના મરશિયા સાંભળી સરગે પૂગ્યો
તેની વાત તું જાણ હવે, હે માકડ :
આટલું કહી મધમાખ થોડું અટકી.
માકડ તો બસ મુંઝાઈ વિચારી જ રહ્યો
કે ભલા મરદ મચ્છરનું શું ય થયું હશે આગળ.
મધમાખે વાતનો દોર આગળ વધારતાં માંકડને કહ્યું.
:તો સાંભળ પેલો મચ્છર, એની મરદાનગીના તોરમાં
ધીમે ગણગણતો હાથી નિરાંતે ઊભો હતો ત્યાં
હાથીખાને એક દિવસ ઊડી ચડ્યો.
પહેલાં તો એની પીઠે જઈ બેઠો.
હાથીની પીઠમાં સૂંઢ-સોયો ભોંકી જોયો
પણ સાવ નાકામિયાબ રહ્યો
આખર એને તો શૂરાતન ચડ્યું.
મચ્છરને પાછી એની મરદાનગી સાંભરી.
સૂંઢ-સોયને આમતેમ બેત્રણવાર હાથી પીઠે ઘસી
જરી ચકમકતી ને ધારદાર બનાવી.
ફેર હાથી પીઠે પ્રયત્ન અને પાછી નાકામિયાબી.
અધૂરામાં સોય થોડી બટકી જઈ બુઠ્ઠી થઈ
હાથીની પીઠેથી સરી ભોય પર પડી.
સોયના ટુકડાના અવાજથી હાથી ચોંકી તો ગયો
પણ પાછો પોતાની ગતમાં પૂંછ હલાવતો ઊભો.
મચ્છર આખર અકળાયો.
છેવટે એ હાથીના સુંવાળા હોઠ પર જઈ બેઠો.
હોઠ પર સોય ઘોંચાતા હાથી સભાન થઈ ગયો.
આંખો આમતેમ ગોળગોળ ફેરવી.
એને હોઠ પર મચ્છરને બેઠેલો ભાળ્યો.

એતદ્

ચૂપકીદીથી સૂંઢ જરી ઊંચે લઈ જઈ
સૂંઢમાંથી સૂસવાટા કરતું વાવાઝોડું ફૂંક્યું મચ્છર પર
વાવાઝોડું ફૂંકાતા મચ્છર તો
ઘડીના ગણતરીના ભાગમાં જઈ પડ્યો ભોંય પર
આખરની ઘડીઓ ગણતો.
હાથી ખીજવાયો તે પગ ઉપાડી
મેલ્યો ભોંય પટકાઈ પડેલ
મચ્છરની મરદાનગી ભરેલ છાતી ઉપર
મચ્છર તો રોટલા શો ચગદાઈ ચપ્પટ પડ્યો ત્યાંનો ત્યાં:

એક શ્વાસે મધમાખ મચ્છરકથા કહી ગઈ.
વાત પૂરી થતાં શ્વાસ લઈ માકડની પડખે બેઠી.
માકડ તો મધમાખની વાત સાંભળી હેબતાઈ ગયો.
શું બોલવું ને શું નહીં એની સૂઝબૂઝ પણ એને ના રહી.
આ જોઈ મધમાખે માકડને સલાહ આપતાં કહ્યું :
: માટે હે માકડ, જેવું લોહી પીવા મળે તેવું પી લેવું.
સારા-નરસાના લોભમાં તણાઈશ નહીં.
નહીં તો તારા હાલ પણ પેલા મચ્છરના થયા
તેવા થાશે તે વાત નક્કી જાણ.
ભેંસ-પાડો ક્યાંક ખૂંધે-પીઠે પૂંછ ઉલાળી
પળમાં તને પટ ભેળો રામ રમતો કરી દેશે
ત્યારે હું પણ કાંઈ રાતે ધોળા તારા ગણતો રહીશ
ત્યાં પટમાં પડ્યો પડ્યો એટલું તો નક્કી જ.
પછી ભાઈ તને જેમ ફાવે તેમ કર,
ધણીનું કોઈ ધણી નથી.
હું તો આ ઊડી
મારે હજુ ઘણે ભમવા-ભટકવાનું બાકી :
આટલું કહેતીક મધમાખ ત્યાંથી ઊડી ચાલી.
માકડ જરી વિચારી પાછું માથું ખંજવાળતો
ત્યાં ઊભો રહ્યો.
છેવટ મનોમન નિર્ણય લઈ
ઘાંચીની ગોદડી તરફ જવા આસ્તે રહી
ડેલીની અંદર સરક્યો.

## અ-હિતોપદેશ

મોકાણેથી વીલે મોઢે પાછા વળતાં મકોડાને
રસ્તે કીડીનો ભેટો થઈ ગ્યો.

કીડી-મકોડો બન્ને ચૂપચૂપ સૂનમૂન
ધીમા ડગ ભરતા કશું મનોમન વિચારતા
આમ ને આમ સૂની સીમમાં આગળ વધી રહ્યા.
મકોડાએ મૌન તોડતાં કીડીને પૂછ્યું :
: અલી કીડી, આમની આમ ક્યાં હેંડતી ચાલી ?
કીડી થોડી વેળ તો ચૂપ જ રહી.
પણ છેવટે એને થયું મકોડાના પ્રશ્નનો
ઉત્તર તો આપવો રહ્યો.
થોડું વિચારી મકોડા સામે એકીટશ તાકી બોલી :
:મકોડા, આ સીમમાં તો દવ લાગેલો.
દવ લાગતાં હું તો ઘરબાર વગરની થઈ ગઈ.
જન્મારાનું સંધુય બળી ભળી ગયું
ઘડીપળમાં ધૂળ ને રાખ ભેળું.
મકોડો કીડીને આશ્વાસન આપતાં બોલ્યોઃ
:કીડી, બહુ ખેદની વાત આ તો.
હું તો પેલા પરભુને કહું ભલા સહુનું ભલું કરજે.
દવના દવલા દાડા કોને ના દેખાડતો મારા પરભુડા.
કીડી, જીવ બચ્યો તારો તે ભલીવાર.
દવથી કોઈ ના દાઝશો મારા ભા :
મકોડો બોલતાં અટક્યો એટલે કીડીએ વાત આગળ ચલાવી.
: ભાઈલા, આ જીવ બચ્યો એ ભલીવાર તું સમજે.
દુઃખના પહાણ માથે પડ્યા.
એકલી જીવ હવે ઘર ગોતવા નીકળી.
આમ ભટકું સીમ વચાળ એકલી અટૂલી.
કોકે કહ્યું, પણે બાવળના સુક્કા ઠુંઠામાં કીડીયારું વસે છે.
તે ભાળ કાઢવા નીકળી છું.
તું રસ્તે મળી ગયો તે સંગાથ ભાળી
હૈયા વરાળ ઠાલવી તારી કને :
મકોડો કીડીની વાત સાંભળી પળવાર થંભી ગયો.
ઘડીક વિચારે પણ ચડી ગયો.
મકોડાને થંભેલો જોઈ કીડી પણ ઘડીક ત્યાં અટકી.
મકોડાએ ઊંડો વિચાર કરી છેવટે કીડીને કહ્યું :
: કીડી, તું જાણે ભોળી ભલી.
થોડું ઉમેરીને કહું કે વધુ તો તું ગાંડીઘેલી.
ઘરની લહાયમાં ને લહાયમાં
પેલી ઊધઈ કઠિયારાની કુહાડીના હાથામાં
ભરાઈ બેઠી હતી અને પછી એના શું હાલ થયા

એની ખબર કે નહીં તને ?
: ના રે, ભાઈ, હું શું જાણું એ બધું :
કીડીએ ઉત્તર આપ્યો.

: તો જાણ ભલી, ગમે ત્યાં ઘર શોધવા જતાં
જેવા હાલ પેલી ઊધઈના થ્યા
તેવા હાલ તારા ના થાય, એ જોજે. :
: તે વળી કેમ, જરી માંડીને વાત કરે તો કંઈક જાણું
ને કાંક સમજાય પણ ખરું : કીડીએ મકોડાને કહ્યું.

: તો સાંભળ, કે વાત એમ બની.
પેલી ઊધઈ, મજાની કઠિયારાના ઘરને મોભ થાંભલે ભરાઈ
નિરાંતે દિવસો વિતાવતી.
એક વાર એને શું ય તે સૂઝ્યું કે આ મોભ હવે પડુંપડું થાય
ચાલ હવે અહીં રહી થાક્યા તે ઘર બદલીએ.
અડોશ-પડોશ સંઘાથે ઘણું સમજાવ્યું,
વારવા યત્ન પણ કર્યા
અંતે એ બધું પાણી ઉપર પરપોટા સમ જાણ.
ઈયળ તો બસ હાલી નીકળી ઘર બહાર
ને આંગણે પડેલ કુહાડીના હાથામાં પેસી ગઈ.
હવે હાથામાં પેસી તો ગઈ પણ પેલી કટેવ મુજબ
એ તો મંડી અંદરનું બધું ચાવવા-ચગળવા.
કુહાડી હાથો હલબલી હલકો થયો.
એક સમે ક્યારે કાઢીભારો લાવી
આંગણા વચ્ચે ખડક્યો.
લીધી કુહાડી હાથમાં ને પછી કરતો ગ્યો કાઠીના ટુકડા.
એટલામાં; કુહાડીના હાથામાં પોલાણ પસરેલું
તે કારણ હાથો ભાંગીને બે ટુકડા થ્યો.
કઠિયારો તો ખીજવાયો.
આવા સડેલા કુહાડાના હાથાને
ઘડીવાર આમ તેમ જોઈ, ગુસ્સે ભરાઈ અને એણે
પણે બળતા તાપણામાં સીધો ઘા કર્યો. :

વચ્ચે જ કીડી બોલી ઊઠી : અરરર, પેલી ઊધઈનું
શું થ્યું,' મકોડા ? :
મકોડાએ કીડીને ઉત્તર આપતાં આગળ કહ્યું :
: એ જ તો કહું તને કીડી.
ઊધઈ પણ જઈ પડી પેલા કુહાડાના હાથા ભેળી તાપણે.
એક તો લાકડું આમ પોલું તે ભડભડ મંડ્યું ભડકે બળવા.

ઊધઈ પણ બચારી આખર
તાપણે તપી પરલોકે સિધાવી ગઈ. :
: બહુ ખોટું થયું આ તે :
કીડી નિસાસો નાંખતાં બોલી.

: ખોટું તો થયું પણ ખરું સમજવાનું એ છે કીડી
કે ગમે ત્યાં ઘર શોધીએ
તો ઘર ભેળા આપણે પણ...
મકોડો અધવચ અટક્યો એટલે
કીડી પ્રશ્નાર્થ મકોડાને તાકી રહી.
મકોડાએ કીડીને સમજણ પાડતાં કહ્યું :
: કીડી, એટલે જ તો કહું છું
તું પેલા બાવળના ઠૂંઠામાં તારું ઘર શોધવા હાલી તો ખરી.
પણ કાલ સવારે કોઈ ઈંધણ લાકડાં શોધતું
આવી ઠૂંઠાને ભેળું કરી લઈ જાશે ચૂલે
ને પછી સળગાવશે ચૂલો
ત્યારે તને ભલી થાશે ભાન
કે આ તે ઉલમાંથી ચૂલમાં પડ્યા કે શું. :
કીડી તો મકોડાને તાકતી ઊભી જ રહી.
મકોડો પણ પોતાની વાત આટોપી
ઘર તરફ આગળ વધવા વિચારી રહ્યો.

# ઈન્તિઝાર હુસેન

## કાચબો

### અનુ. શિરીષ પંચાલ

(મૂળ હિંદુસ્તાનના અને ભાગલા પછી પાકિસ્તાન જઈને વસેલા આ ઉર્દૂ લેખક ખાદી પહેરે છે, ઘરમાં કૃષ્ણ અને બુદ્ધની મૂર્તિઓ રાખે છે. પાકિસ્તાનમાં પ્રવર્તતાં બે પરિબળો - મૌલવીઓ તથા લશ્કરી શાસન દ્વારા સર્જાયેલાં-થી પોતાની જાતને સાવ અલગ રાખી શકતા આ લેખક પોતાની જાતને અયોધ્યા અને કરબલા વચ્ચે વહેરાતી અનુભવે છે. વિશાળ ભારતીય સંસ્કૃતિને આત્મસાત્ કરી ચૂકેલા આ લેખક કોઈ જૂથ, સંપ્રદાયમાં પોતાની જાતને પૂરી રાખવા માગતા નથી. પ્રાચીન કથાપરંપરાઓના ઢાંચાનો ઉપયોગ કરીને સાંપ્રત વાસ્તવિકતાને ધાર કાઢે છે. આ વાર્તા 'લીઝ ઍન્ડ અધર સ્ટોરીઝ'માંથી લેવામાં આવી છે.)

વિદ્યાસાગર ધ્યાનમાંથી ચલિત થયા વિના બેસી રહ્યા. ભિખ્ખુઓને દલીલો કરતા અને એકબીજા સાથે લડતા જોયા ત્યારે પણ તેણે મૌન ધરી રાખવાનો નિર્ણય કર્યો. તેના કાને ભિખ્ખુઓના ધ્વનિ પડતા હતા પણ તે મૂગો રહ્યો. થોડા સમય પછી તે ઊભો થયો અને ત્યાંથી ચાલી નીકળ્યા.

નગરથી ઘણે દૂર એક વનમાં સાલ વૃક્ષ તળે તે સમાધિ લગાવીને બેઠો. તેણે એક કમળ ઉપર ધ્યાન કેન્દ્રિત કર્યું. તે ખીલ્યું, દિવસે સ્મિત કરતું રહ્યું અને પછી કરમાઈ ગયું. તેણે બીજું ફૂલ જોયું, ત્રીજું જોયું. તે જે ફૂલ જોતો તે ખીલતું, સ્મિત કરતું અને કરમાઈ જતું. શોકમગ્ન થઈને તેણે નેત્ર મીંચી દીધાં. દીર્ઘ કાળ પર્યંત તેણે નેત્ર મીંચેલાં રાખ્યાં.

એક દિવસ તેના પૂર્વજીવનના સાથીઓ સુન્દરસમુદ્ર અને ગોપાળ તેને મળવા આવ્યા. તેમણે કહ્યું : 'હે વિદ્યાસાગર, અમે તો દુઃખી છીએ.'

વિદ્યાસાગર શાંતિથી અને સ્વસ્થતાથી બેસી રહ્યા. ઉત્તરરૂપે તે એકે શબ્દ બોલ્યો નહીં. ગોપાલે અશ્રુપૂર્ણ સાદે કહ્યું : 'આ દિવસો બહુ માઠા દિવસો છે. જેમણે મૌન પાળવું જોઈએ તેઓ વાતો કર્યા કરે છે અને જેમણે બોલવું જોઈએ તેઓ મૌન ધારણ કરે છે.'

સુંદરસમુદ્રે કહ્યું : 'સુભદ્ર ભિખ્ખુઓને ભ્રષ્ટ કરી રહ્યો છે. સુભદ્રે કહ્યું કે તથાગત તો અત્યારે આપણી વચ્ચે નથી. તથાગત તો આપણને સ્વચ્છંદતાથી કશું કરવા દેતા ન હતા; આ કરો તે કરો એવી આજ્ઞા જ આપ્યા કરતા હતા. હવે આપણને જે ગમે તે કરવાની સ્વતંત્રતા છે. હે વિદ્યાસાગર, ભિખ્ખુઓ તો પોતાને રુચે તે પ્રમાણે કરી રહ્યા છે અને દન્યવી માયામાં સપડાઈ ગયા છે. સૂકા

ઘાસ પર સૂવાનું તેમણે ત્યજી દીધું છે; તેઓ શય્યાઓનો સૂવા માટે અને સાદડીઓનો બેસવા માટે ઉપયોગ કરે છે. હે જ્ઞાની અને શાણા વિદ્યાસાગર, કેમ તમે કશું બોલતા નથી ?'

છેવટે વિદ્યાસાગરે નેત્રો ખોલ્યાં : સુંદરસમુદ્ર અને ગોપાલ સામે વિચારમગ્ન રીતે જોયું અને પૂછ્યું : 'બંધુ, તમે તમે જાતક કથામાં આવતા પોપટની વાર્તા સાંભળી છે ?'

'ના.'

'તો સાંભળો.'

'એક કાળે વારાણસી નગરીમાં બ્રહ્મદત્ત રાજા રાજ કરતો હતો. ત્યાં બોધિસત્ત્વ પોપટ રૂપે અવતર્યા. તેમને એક નાનો ભાઈ હતો. તેઓ બંને નાના હતા ત્યારે એક પારધિએ તેમને પકડી લીધા અને વારાણસીના એક બ્રાહ્મણને વેચી દીધા. એ બ્રાહ્મણે પોતાનાં સંતાનોની જેમ તેમને ઉછેર્યા. એક દિવસ બ્રાહ્મણને નગરબહાર જવાનું થયું. જતાં પહેલાં તેણે બંને પોપટને કહ્યું : 'તમારી માતાનું ધ્યાન રાખજો.'

બ્રાહ્મણ જેવો વિદાય થયો કે તરત તેની પત્ની બધા જ પ્રકારના ભોગવિલાસ માણવા શૃંગાર સજવા લાગી. નાના પોપટે આતુરતાથી પાંખો વીંઝવા લાગી, તે બ્રાહ્મણીને પાપકર્મ કરતાં રોકવા માગતો હતો. મોટા પોપટે નાના ભાઈને વારવાનો પ્રયત્ન કર્યો : 'હે બંધુ, તું મૌન ધારણ કર અને કોઈને અંતરાયરૂપ ન થા.'

પરંતુ મોટા પોપટે આપેલા ઉપદેશને અવગણીને નાના પોપટે બ્રાહ્મણીને તેના પાપકર્મ બદલ ચેતવી. એ ચતુર સ્ત્રીએ કહ્યું, 'તારી વાત સાચી છે. હું પાપકર્મ નહીં કરું. મારા ધર્મની સ્મૃતિ કરાવવા માટે તારો આભાર. બહાર આવ અને મને ભેટવા દે.'

જેવો એ મૂર્ખ પોપટ પાંજરાની બહાર નીકળ્યો કે પેલી સ્ત્રીએ એને ઝાલ્યો અને તેની ગરદન મરડી નાંખી.

ઘણા દિવસે બ્રાહ્મણ પાછો આવ્યો અને તેણે મોટા પોપટને પૂછ્યું, 'મારી અનુપસ્થિતિમાં તારી માતાએ શું કર્યું હતું ?'

પોપટે ઉત્તર આપ્યો : 'મહારાજ, કળિયુગમાં શાણાઓએ મૌન ધારણ કરવું જોઈએ નહીંતર તેમનો જીવ જોખમમાં મુકાય.' પછી તે પોપટે નિર્ણય કર્યો : 'જ્યાં મૌન પાળવું પડે ત્યાં નિવાસ કરવો અશક્ય છે. નિર્ભય બનીને બોલી શકાય એવું સ્થળ મારે શોધવું પડશે.'

બ્રાહ્મણનું ધ્યાન ખેંચવા તેણે પાંખો વીંઝી અને કહ્યું : 'મહારાજ, મારે તમને આદરપૂર્વક કહેવું જોઈએ કે મેં અહીંથી જતા રહેવાનો નિર્ણય કર્યો છે.'

'બ્રાહ્મણે પૂછ્યું : 'તું ક્યાં જઈશ ?'

પોપટે કહ્યું : 'જ્યાં હું નિર્ભયપણે બોલી શકું ત્યાં જઈશ.' પછી બોધિસત્ત્વ વારાણસી ત્યજીને વનમાં ચાલ્યા ગયા.

કથા પૂરી કરીને વિદ્યાસાગર સાલ વૃક્ષની છાયામાંથી બહાર નીકળીને ચાલી ગયા. તે યોજનોના યોજનો ભ્રમણ કરતા રહ્યા; એક વનમાંથી બીજા વનમાં ભટકતા રહ્યા. છેવટે તેઓ એક ગાઢ અને નિર્જન અરણ્યમાં આવી ચઢ્યા. ત્યાં રોકવાનો નિર્ણય કર્યો. તેની પાછળ પાછળ આવી ચઢેલા સુંદરસમુદ્રે અને ગોપાલે પણ એ અરણ્યમાં વસવાનો નિર્ણય કર્યો.

ત્રણ રાત્રિ સુધી વિદ્યાસાગર કશું ખાધાપીધા વિના શાંતિથી સમાધિમાં બેસી રહ્યા. ચોથે

એતદ્

દિવસે સુન્દરસમુદ્ર અને ગોપાલ ભિક્ષા માટે વનની બહાર નીકળ્યા અને સાંજે ભોજનથી પૂરેપૂરાં ભરેલાં ભિક્ષાપાત્રો લઈને પરત આવ્યા.

વિદ્યાસાગરની પાસે બેસીને તેમણે કહ્યું : 'હે વિદ્યાસાગર, આપણી ભૂખ મટાડવા ખાવાનો અને તરસ છિપાવવા પાણી પીવાનો ઉપદેશ તથાગતે નહોતો આપ્યો ?'

વિદ્યાસાગરે આ સાંભળીને આંખો ઉઘાડી. તેણે પોતાની સામે મૂકેલું ભોજન સાવ સ્વાદહીન હોય એમ ખાધું અને નદીનું પાણી શીતળ અને તાજગીભર્યું છે કે નહીં એની ચિંતા વિના પીધું. પછી તે યંત્રવત્ બોલ્યા : 'માટી છેવટે માટીમાં.'

આ યોગ્ય અવસર છે એમ માનીને સુંદરસમુદ્રે પુનઃ એક વેળા વિદ્યાસાગરને સમજાવ્યાઃ 'હે વિદ્યાસાગર, સર્વ ભિખ્ખુઓ કર્તવ્યભ્રષ્ટ થઈ ગયા છે. તથાગતે નિયત કરેલા નિયમોનું પાલન તેઓ કરતા નથી. વૃક્ષોની છાયા નીચે સૂવાને બદલે તે શય્યાઓ પર અને આવાસોની અંદર સૂઈ જાય છે. ભિખ્ખુઓનો સંઘ અસંખ્ય જૂથોમાં વિભક્ત થઈ ગયો છે અને પ્રત્યેક જૂથ એકબીજાનું લોહીતરસ્યું બની ગયું છે. કૃપા કરીને તમે પાછા ફરો અને પુનઃ તેમને ધર્મનો માર્ગ સમજાવો. તમે એકલા જ વિદ્વાન અને શાણા છો.'

પછી વિદ્યાસાગરે કહ્યું : 'હે સુંદરસમુદ્ર, તેં સુગરીની જાતકકથા સાંભળી છે ?'

'ના.'

'સાંભળ ત્યારે.'

'વર્ષો પહેલાં વારાણસી નગરીમાં બ્રહ્મદત્ત રાજ્ય કરતો હતો. બોધિસત્ત્વ સુગરીનો અવતાર લઈ અરણ્યમાં વસતા હતા. તેણે પર્ણઘટામાં સુંદર માળો બાંધ્યો અને એમાં તે રહેવા લાગી. એક દિવસ ભારે વરસાદ પડ્યો. એવામાં તે વૃક્ષ પર એક વાનર ભીંજાયેલો અને ધ્રૂજતો આવી ચઢ્યો. પરંતુ વૃક્ષની ઘટા પણ તેને વર્ષામાંથી મુક્તિ અપાવી ન શકી. સુગરીએ કહ્યું : 'હે વાનર, તું નિત્ય મનુષ્યનું અનુકરણ કરે છે. તો પછી તેની જેમ તું ઘર કેમ બાંધતો નથી ? આજે જો તારું પોતાનું ઘર હોત તો આ રીતે દુઃખ ભોગવતો ન હોત.'

વાનરે ઉત્તર આપ્યો, 'અરે સુગરી, હું માનવનું અનુકરણ કરું છું પણ એના જેવો શાણો નથી.'

પણ વાનર મનોમન બોલ્યો : 'આ સુગરી પોતાના ઘરમાં નિરાંતે બેઠી છે માટે આવી રીતે વાત કરી શકે છે. જો એને વસવા માટે કશું ન હોત તો તે શું બોલી હોત.' અને વાનરે સુગરીનો માળો પીંખી નાખ્યો.

એટલે બોધિસત્ત્વે ઉપદેશ આપ્યો, 'મૂર્ખને ઉપદેશ આપવો એટલે સામે ચાલીને આપત્તિ વહોરી લેવી.' એ પછી સુગરી બીજા અરણ્યમાં વસવા જતી રહી.

કથા પૂરી કરતાં વિદ્યાસાગરે નિઃશ્વાસ નાખ્યો અને કહ્યું : 'તમે એ વાત જાણો છો કે બોધિસત્ત્વે વાનરો માટે શું કર્યું હતું અને વાનરોએ એની પ્રતિક્રિયા રૂપે શું કર્યું હતું ?

ત્યાર પછી તેમણે એક જાતકકથા કહી સંભળાવી :

વર્ષો પહેલાં વારાણસીમાં બ્રહ્મદત્તના રાજ્યકાળમાં બોધિસત્ત્વ વાનરજાતિમાં જન્મ્યા હતા. તે અત્યન્ત બળવાન્ અને પ્રાણવાન હતા; વારાણસીના રાજાના એક આંબાવાડિયામાં વસતા વાનરોના એક વિશાળ જૂથના તે નાયક હતા. એક દિવસ પરિપક્વ આમ્રની સોડમથી લલચાઈને

રાજા આંબાવાડિયામાં પ્રવેશ્યો. તેણે જ્યારે આમ્રવૃક્ષો પર વાનરોને જોયા ત્યારે તે ક્રોધે ભરાયો. તેણે પોતાના ધનુર્ધારીઓને બોલાવ્યા, આંબાવાડિયાને ઘેરી લઈને બધા વાનરોને વીંધી નાખવાની આજ્ઞા આપી. 'એક પણ વાનર છટકી જવો ન જોઈએ.' વાનરો આ આજ્ઞા સાંભળીને બોધિસત્ત્વ પાસે દોડી ગયા : 'અમને બચાવો, અમારે શું કરવું તે કહો.'

બોધિસત્ત્વે કહ્યું : 'ચિંતા ન કરો. હું કોઈ માર્ગ શોધી કાઢીશ.'

પછી બોધિસત્ત્વ ગંગાની ચારે બાજુ વિસ્તરેલા અને સામા કાંઠા સુધી ફાલેલા એક વૃક્ષ પર ચઢ્યા. તે સામા કિનારે કૂદકો મારીને ગયા અને એ વૃક્ષની શાખાઓ તથા કિનારા વચ્ચેનું અંતર માપ્યું. પછી તેમણે એક વાંસ કાપ્યો અને તેનો એક છેડો કાંઠા પરની ઝાડી સાથે અને બીજો છેડો એ આમ્રવૃક્ષની શાખાને ટેકવ્યો. પરંતુ વાંસ બોધિસત્ત્વના શરીરની લંબાઈ જેટલો ટૂંકો પડ્યો. એટલે તેણે પોતાના પગ વાંસ સાથે બાંધી દીધા અને બંને હાથ વડે આંબાની ડાળીઓને તે વળગી રહ્યો. પછી તેણે વાંદરાઓને બૂમ પાડીને કહ્યું : 'મેં સેતુ બાંધ્યો છે, હવે ઉતાવળે મારી પીઠ પર કૂદકો મારીને ગંગાને સામે તીરે સુરક્ષિતપણે પહોંચી જાઓ.'

આમ આંબાવાડિયામાં ઘેરાઈ ગયેલા એંસી હજાર વાનર બોધિસત્ત્વને શરીરે પીડા ન થાય એવી રીતે કૂદકા મારતાક્ને નીકળ્યા અને ધનુર્ધારીઓ દ્વારા થનારા હત્યાકાંડમાંથી ઊગરી ગયા.

પણ તે સમયે દેવદત્તે પણ વાનરયોનિમાં જન્મ લીધો હતો, એ પણ વાનરયૂથમાં હતો. તે સ્વગત બોલ્યો : 'આ અવસરનો લાભ લઉં. બોધિસત્ત્વની હત્યા કરીને વેર વાળું.'

દેવદત્તે એટલા બધા બળપૂર્વક કૂદકો માર્યો કે બોધિસત્ત્વ યાતનાથી ચૈતન્ય ગુમાવી બેઠા.

આ સર્વ નિહાળી રહેલા બ્રહ્મદત્તે બોધિસત્ત્વને શીઘ્રતાથી મુક્ત કર્યા. પછી ગંગામાં સ્નાન કરાવ્યું, શરીરે નવાં વસ્ત્ર પહેરાવ્યાં, સુવાસિત દ્રવ્યો શરીરે લગાવ્યાં અને ઓસડ પાયાં. આ સર્વ કર્યા પછી રાજા બોધિસત્ત્વના ચરણોમાં બેઠો અને બોલ્યો : 'હે વાનરરાજ, તમારા અનુયાયીઓ માટે તમે તમારા શરીરનો સેતુ બનાવ્યો પણ તેમણે તમારી સાથે ક્રૂર વર્તાવ કર્યો.'

બોધિસત્ત્વે કહ્યું : 'હે રાજા ! તમારે પણ આમાંથી બોધપાઠ લેવાનો છે. પોતાની પ્રજાને આંચ પણ આવવી ન જોઈએ એજોવાનું કર્તવ્ય રાજાનું છે; કર્તવ્યપાલન કરવા જતાં પ્રાણત્યાગ પણ કરવો પડે.'

રાજાને આ ઉપદેશ આપીને બોધિસત્ત્વ વાનર અવતારમાંથી મુક્ત થયા.

આ જાતક કથાએ વિદ્યાસાગર, સુંદરસમુદ્ર અને ગોપાલને દુઃખી કર્યા. ઘણો સમય તે મૂંગા બેસી રહ્યાં; બોધિસત્ત્વના અસંખ્ય અવતારો તથા માનવજાતિના મોક્ષ માટે તેમણે ભોગવેલી પીડા વિશે વિચારતા રહ્યા.

થોડા સમયે સુંદરસમુદ્રે પૂછ્યું : 'હે વિદ્યાસાગર, દેવદત્ત બોધિસત્ત્વનો ભાઈ ન હતો ?'

'હા; તે બંને ભાઈઓ હતા.' એ ઉત્તર આપીને વિદ્યાસાગર પહેલાં હસ્યા અને પછી રડ્યા.

સમુદ્રગુપ્તે આશ્ચર્ય અનુભવ્યું અને પૂછ્યું : 'હે વિદ્દ્વર્ય, પહેલાં તમે હસ્યા અને પછી રડ્યા; એવું કેમ ?'

વિદ્યાસાગરે ઉત્તર આપ્યો : 'જ્યારે કોઈ અજા પહેલાં હસી શકે અને પછી રડી શકે તો માનવ પણ પહેલાં હસે અને પછી રડે કેમ નહીં ?'

સુંદરસમુદ્ર આ ઉત્તરથી મૂંઝાયો અને પછી તેણે પૂછ્યું : 'અજા પહેલાં હસે અને પછી રડે

એતદ્

એવું કેવી રીતે બન્યું ?'

એના ઉત્તર રૂપે વિદ્યાસાગરે આ જાતકકથા કહી :

પ્રાચીન કાળમાં વારાણસીમાં બ્રહ્મદત્ત નામે રાજા હતો; ત્યાં એક બ્રાહ્મણ વેદનો પ્રખર પંડિત હતો. એક વેળા બલિ ચઢાવવા માટે તેણે અજા પુત્ર વેચાતો લીધો.

જ્યારે અજાએ વૈદિક બલિ માટેની તૈયારીઓ થતી જોઈ ત્યારે તે પહેલાં હસ્યો અને પછી રડ્યો.

બ્રાહ્મણે પૂછ્યું : 'હે અજાપુત્ર, તું પહેલાં હસ્યો અને પછી રડ્યો કેમ ?'

અજાપુત્રે ઉત્તર આપ્યો, 'હે બ્રાહ્મણ, હું પણ એક સમયે બ્રાહ્મણ હતો અને વેદ પણ જાણતો હતો. મેં પણ મરણોત્તર વિધિના ભાગ રૂપે એક અજાપુત્રનો બલિ ચઢાવ્યો હતો. એ બલિ ચઢાવવાની શિક્ષા રૂપે પાંચસો વેળા મારો શિરચ્છેદ થયો હતો. મારા શિરચ્છેદનો આ છેલ્લો પ્રસંગ હતો એટલે હું હસ્યો. હવે હું સદા કાળ માટે મુક્ત થઈ જઈશ. હું રડ્યો કારણ કે મારો વધ કરવાના અપરાધ માટે તમારો પાંચસો વેળા શિરચ્છેદ થશે.'

પછી તે બ્રાહ્મણે કહ્યું : 'હે અજાપુત્ર, તું ભય ન પામીશ. હું તારો વધ નહીં કરું.'

અજાપુત્રે અટ્ટહાસ્ય કર્યું અને તે બોલ્યો : 'હું તો અજાપુત્ર છું, મારો શિરચ્છેદ ક્યારેક તો થશે જ. તમે મારો વધ નહીં કરો તો કોઈ અન્ય કરશે.'

અજાપુત્રના વચન ઉપર ધ્યાન આપ્યા વિના બ્રાહ્મણે તેને બંધનમુક્ત કર્યો. તેણે પોતાના શિષ્યોને કહ્યું : 'આ અજાપુત્રની સંભાળ રાખજો.' તેના શિષ્યોએ અજાપુત્રની સારી સંભાળ લીધી. પરંતુ ભાગ્યમાં જે નિર્માયું છે તે તો બને જ છે. એક દિવસ તે અજાપુત્ર ઘાસ ચરતો હતો ત્યારે એક વૃક્ષ એના ઉપર પડ્યું અને તેનું મૃત્યુ થયું.

એ વૃક્ષની નિકટ એક બીજું વૃક્ષ પણ હતું. બોધિસત્ત્વે વૃક્ષરૂપે જન્મ લીધો હતો, તે તત્ક્ષણ પોતાના સ્વજનો સમક્ષ પ્રગટ્યા અને આ પ્રમાણે ઉપદેશ આપ્યો : 'મારા વ્હાલા બાંધવજનો, વેરથી વેર બંધાય છે, જે કોઈની હત્યા કરે છે તેની કોઈ હત્યા કરે જ છે.'

આ કથાશ્રવણ કરી રહેલા સુંદરસમુદ્રે અને ગોપાલે તેમનાં મસ્તક આદરથી નમાવ્યાં.

થોડા સમય પછી સુંદરસમુદ્રે કહ્યું : 'હે પંડિત, તમે મારા પ્રશ્નનો ઉત્તર આપ્યો નથી. દેવદત્ત ગૌતમનો ભાઈ ન હતો ?'

વિદ્યાસાગરે ઉત્તર આપ્યો : 'હે સુંદરસમુદ્ર, એ પ્રશ્નના ઉત્તર આપવા મને દુરાગ્રહ ન કરો. જો એમ કરશો તો પહેલાં હું હસીશ અને પછી રડીશ.'

'હે વિદ્વદ્વર્ય, શા માટે પહેલાં હસશો અને પછી રડશો ?'

'દેવદત્ત ગૌતમનો ભાઈ હતો એમ જ્યારે ભારપૂર્વક કહીશ ત્યારે હસીશ અને તે ભિખ્ખુ હતો એની સ્મૃતિ આવતાં હું રડીશ.'

સુંદરસમુદ્રે એ ઉત્તર સાંભળીને આંસુ સાર્યાં. પછી તે બોલ્યો,' 'હે પ્રભુ, ભિખ્ખુઓ શા કારણે પાપાચરણ કરે છે ?'

વિદ્યાસાગર થોડો સમય તેની સામે ચકિત થઈને જોઈ રહ્યા. પછી તે બોલ્યો; 'હે સમુદ્રગુપ્ત, મને એ પ્રશ્ન ન પૂછવા વિનંતી કરું છું.'

'કેમ ?'

'કૃપા કરીને એ વાત જવા દો. ઘણી વેળા એવું બને છે કે બીજાઓમાં અસદ્ જોનારને વાસ્તવમાં તો પોતાનું પ્રતિબિંબ જોવાની ઘડી આવે છે.'

'એ કેવી રીતે ?'

'તમને એક કથા કહીને સમજાવું.'

'એક વેળા બ્રહ્મદત્ત રાજા વારાણસી નગરીમાં રાજ કરતા હતા. તેની રાણી કોઈ પરપુરુષના પ્રેમમાં પડી. રાજાએ જ્યારે રાણીને એ વિશે પૂછ્યું ત્યારે તે બોલી : 'મેં તમારો દ્રોહ કર્યો છે એટલે આવતા ભવે હવે હું અશ્વના મોંવાળી ડાકણ થઈશ.'

એમ જ બન્યું. તેના મૃત્યુ પછી તે રાણી અશ્વમુખી ડાકણ રૂપે જન્મી. અરણ્યની કોઈ ગુફામાં તે રહેતી હતી. અરણ્યમાંથી પસાર થનાર મનુષ્યને તે પકડીને ખાઈ જતી હતી.

એક દિવસ તક્ષશિલામાં અભ્યાસ કરી ચૂકેલો એક બ્રાહ્મણ એ વનમાંથી પસાર થઈ રહ્યો હતો. ડાકણ એને પકડીને પોતાની ગુફામાં લઈ ગઈ. થોડા સમય માટે તો તેણે એ બ્રાહ્મણ સાથે પ્રેમાલાપ કર્યો. બ્રાહ્મણ પંડિત હતો પણ સાથે સાથે યુવાન હતો. તમે જાણો છો પાંડિત્યને તેના પોતાનાં આકર્ષણો હોય છે અને યૌવન વૃત્તિઓ ઉપર નિયંત્રણ રાખી શકતું નથી. બ્રાહ્મણમાં કામ વ્યાપ્યો. ડાકણે અને બ્રાહ્મણે પરસ્પરને ચુંબન આલિંગન આપ્યાં. પછી તેમણે જાતીય સુખ ભોગવ્યું. નવ મહિના પછી ડાકણે એક પુત્રને જન્મ આપ્યો. વાસ્તવમાં બોધિસત્ત્વે ડાકણના પુત્ર તરીકે જન્મવાનો નિર્ધાર કર્યો હતો.

બોધિસત્ત્વ જ્યારે યુવાન થયા ત્યારે તેમણે પોતાના પિતાને ડાકણના મોહપાશમાંથી મુક્ત કરવાનો અને હું હવે સંસારમાં પાછો જઉં એવો નિર્ધાર કર્યો. ડાકણે એ વાત જાણીને પુત્રને કહ્યું : 'વત્સ, તેં મનુષ્યજગતમાં જવાનો નિર્ધાર કર્યો છે ત્યારે તને મારા અનુભવની વાત કહું, મનુષ્યોના સહવાસમાં રહેવા કરતાં ભૂતપ્રેત સાથે રહેવું સહેલું છે. હું તને એક ચમત્કારિક સિદ્ધિ આપું છું, જેનાથી તું બાર યોજન સુધીનાં પદચિહ્ન જોઈ શકીશ. સંસારમાં તને આ વિદ્યા કામ લાગશે.'

પોતાની મા પાસેથી આ વિદ્યા શીખીને બોધિસત્ત્વ પિતાની સાથે વારાણસી આવ્યા. તેમણે રાજાને પોતાની વિદ્યાની જાણ કરી અને રાજસેવક તરીકે હું તમને કામ લાગીશ એ વાતની પ્રતીતિ કરાવી. રાજાના મંત્રીઓએ બોધિસત્ત્વની પરીક્ષા લઈ જોવા રાજાને કહ્યું.

એટલે રાજાએ બોધિસત્ત્વની પરીક્ષા લેવા રાજ્યના કોશમાંથી થોડાં રત્ન ચોરીને નગરથી દૂર આવેલા એક સરોવરમાં ફેંકી દીધા. બીજે દિવસે રાજકોશમાંથી રત્નો ચોરાયાની વાત ચારેકોર સંભળાવા લાગી. રાજાએ ચોરીનો ભેદ ઉકેલવા બોધિસત્ત્વને આજ્ઞા આપી. બોધિસત્ત્વે ચોરનાં પદચિહ્નો પારખી લીધાં અને સરોવરમાંથી રત્નો મેળવ્યાં.

રાજાએ કહ્યું : 'આ રત્નો કોણે ચોર્યા તે વાત તેં કરી નહીં.'

બોધિસત્ત્વે કહ્યું : 'મહારાજ, રત્નો મળી ગયાં એટલું પર્યાપ્ત છે. ચોરનું નામ જાણવાનો આગ્રહ ન સેવો.'

પરંતુ રાજાએ એની વાત ન માની. તેણે આગ્રહ કર્યો : 'રત્નોના ચોરનું નામ કહે.'

બોધિસત્ત્વે કહ્યું : 'હે રાજા, એક વાર્તા કહું. તમે તો શાણા છો એટલે એનો અર્થ સમજી શકશો.'

ઘણા સમય પૂર્વે ગંગાનદીમાં સ્નાન કરી રહેલો એક સંગીતકાર ડૂબવા લાગ્યો; એની પત્ની

એતદ્

એ જોઈને ચિત્કારી ઊઠી : 'સ્વામી, તમે ડૂબી જાઓ એ પહેલાં મને વાંસળીની કોઈ ધૂન શીખવાડતા જાઓ જેથી હું મારો નિર્વાહ કરી શકું.'

થોડું પાણી જેના પેટમાં જતું રહ્યું હતું તે સંગીતકારે કહ્યું : 'હે ભાર્યા, હું તને વાંસળીની કોઈ ધૂન કેવી રીતે શીખવાડું ? જે નદીનાં જળ જીવનને પોષે છે અને ધરતીને ટકાવે છે એ જ તો મારા મૃત્યુનું નિમિત્ત છે.'

પછી બ્રાહ્મણે પોતાનો મત કહ્યો : 'કેટલીકવેળા જે પોષે છે તે જ મારે છે.'

રાજાને આ વાર્તા કહીને બોધિસત્ત્વે કહ્યું : 'મહારાજ, રાજા પ્રજાને માટે જીવનદાતા જળ જેવો છે. જો જીવનને પોષતો અને ટકાવતો રાજા એનો વિનાશ કરવા માંડે તો રાજ્યનું શું થાય ?'

રાજાને એ કથા સાંભળીને સંતોષ ન થયો. તે બોલ્યો : 'મિત્ર, મને તારી કથા ગમી પરંતુ રત્નોના ચોરનું નામ તેં મને ન જણાવ્યું.'

બોધિસત્ત્વે કહ્યું : 'મહારાજ, બીજી એક કથા ધ્યાનથી સાંભળો.'

'પ્રાચીન કાળમાં વારાણસીમાં એક કુંભાર રહેતો હતો. તે પોતાનાં વાસણ બનાવવાની માટી લેવા નિત્ય અરણ્યમાં જતો હતો. તે નિત્ય એક જ સ્થળેથી માટી ખોદયા કરતો હતો એટલે ત્યાં ઊંડો ખાડો થઈ ગયો.

એક દિવસ તે ખાડામાંથી માટી ખોદતો હતો ત્યારે ઝંઝાવાત ફુંકાયો, એક વૃક્ષ તેના મસ્તક ઉપર પડ્યું. એ અસહાય માનવીએ ચીસ પાડી અને આ પ્રમાણે કહ્યું : 'ક્યારેક જેની માટી આપણને પોષે છે અને ટકાવે છે તે ધરતી પણ આપણા મૃત્યુનું નિમિત્ત બને છે.'

એ કથા કહ્યા પછી બોધિસત્ત્વે કહ્યું : 'મહારાજ, રાજા પોતાની પ્રજાને માટે ધરતી જેવો છે. જો પ્રજાને પોષનાર અને ટકાવનાર જ પ્રજાનું ધન ચોરવા માંડે તો પ્રજાનું શું થશે ?'

રાજાએ કથા સાંભળીને કહ્યું : 'આ કથા મારા પ્રશ્નનો ઉત્તર આપતી નથી. ચોરને શોધી કાઢી મારી સમક્ષ લઈ આવ.'

બોધિસત્ત્વે કહ્યું : 'મહારાજ, વારાણસી નગરીમાં એક બ્રાહ્મણ હતો. એક દિવસ તેણે વધુ પડતું ભોજન કર્યું. તેની યાતનાનો પાર ન રહ્યો. તેને પોતાનું મૃત્યુ નિકટ લાગ્યું. તે રુદન કરતાં કરતાં બોલ્યો : 'અસંખ્ય બ્રાહ્મણોને પોષનારું ભોજન મારા મૃત્યુનું નિમિત્ત બન્યું. મહારાજ, રાજા પણ પ્રજાને માટે અન્નની જેમ છે. પ્રજાને પોષનાર જ જો પ્રજાનું અન્ન ઝૂંટવી લે તો પ્રજાનું શું થશે ?'

રાજાએ બોધિસત્ત્વની વાત સાંભળવાની ના પાડી. 'મિત્ર, કથાઓ કહી કહીને મારું મનોરંજન ન કર. રત્નો કોણે ચોર્યાં તે કહે.'

બોધિસત્ત્વે કહ્યું : 'મહારાજ, હિમાલયના એક શિખર પર વૃક્ષ હતું. તેને અસંખ્ય શાખાઓ હતી. એ શાખાઓમાં માળા બાંધીને ઘણાં પંખીઓ રહેતાં હતાં. એક દિવસે બે શાખાઓ એકબીજા સાથે ઘસાઈ અને વૃક્ષ આગની જ્વાળાઓમાં લપેટાઈ ગયું. જ્વાળાઓ જોઈને એક પંખી બોલી ઊઠ્યું : 'હે પંખીઓ, અહીંથી તત્કાલ ઊડવા માંડો. એક કાળે જે વૃક્ષ આપણને આશ્રય આપતું હતું અને પોષતું હતું તે હવે આપણો વિનાશ કરશે. એટલે મહારાજ, જેવી રીતે પંખીઓને વૃક્ષ આશ્રય આપે છે તેવી રીતે રાજા પોતાના પ્રજાજનોને આશ્રય આપે છે. પરંતુ જો આશ્રયદાતા વૃક્ષ ચોર બની જાય તો પંખીઓનું શું થાય ?'

બોધિસત્ત્વની કથાઓનો મર્મ મૂર્ખ રાજા સમજી ન શક્યો. તેણે પુનઃ પુનઃ કહ્યા કર્યું;

'કોશમાંથી ચોરી કોણે કરી તે કહે.'

બોધિસત્ત્વે છેવટે પરાજય સ્વીકારી લીધો અને કહ્યું : 'સારું, તમારા પ્રજાજનોને એકત્રિત કરો. એમના દેખતાં જ આ ચોરી કોણે કરી છે એ વાત હું કહીશ.'

રાજાએ સભા બોલાવી. જ્યારે બધા સભામાં એકત્રિત થયા ત્યારે બોધિસત્ત્વે તેમને સંબોધન કર્યું : 'હે વારાણસીના નગરજનો, એકચિત્તે શ્રવણ કરો. જે ધરતીમાં તમે રત્નો દાટ્યાં હતાં તે ધરતી એ રત્નો ગળી ગઈ છે.'

બુદ્ધિશાળી અને વિચક્ષણ નગરજનો બોધિસત્ત્વની વાણીનો મર્મ શીઘ્ર પામી ગયા. તેમણે રાજાને પદભ્રષ્ટ કરી રાજસિંહાસન પર બોધિસત્ત્વને બેસાડ્યો અને નવા રાજા તરીકે તેની ઘોષણા કરી.

આ કથા સાંભળીને સુંદરસમુદ્ર અને ગોપાલે તથાગતના ખ્યાતિ અને જ્ઞાનની પ્રશંસા કરી. વિદ્યાસાગરે બંને સામે ધ્યાનપૂર્વક જોયું – હજુ પણ તેમનામાં એવી જ કુતૂહલવૃત્તિ છે ખરી ?

પછી તે બોલ્યા : 'હે ભિક્ષુઓ, આ પૃથ્વી ત્યજતા પહેલાં ગૌતમ બુદ્ધે તો સદાચાર માટેના અનિવાર્ય નિયમો આપણને સમજાવ્યા જ છે. તમે બીજાઓ પાસેથી માર્ગદર્શન શોધવાનું બંધ કરો અને તમારા પોતાના અંતરાત્માને અનુસરો એ જ માર્ગ તમારા માટે ઉત્તમ છે. અમિતાભ પોતાનો નશ્વર દેહ ત્યજી જતાં પહેલાં આનંદને અંતિમ ઉપદેશ આ જ આપીને ગયા છે. તથાગતના આ ઉપદેશથી સુંદરસમુદ્ર અને ગોપાલને દુઃખ થયું. તેમણે કરુણ સ્વરે કહ્યું : 'આપણને માર્ગ બતાવતો પ્રકાશ ઓલવાઈ ગયો છે. સર્વત્ર અંધકાર છે. અમે અકારણ ભટક્યા કરીએ છીએ; અમારા ઝાંખા પ્રકાશથી ચલાવી લઈએ છીએ. અમારી આસપાસ ઝંઝાવાત ફુંકાય છે અને વિનાશ વેરે છે. અમારા દીપની ધ્રૂજતીજ જ્યોત વધુ ને વધુ ઝાંખી થઈ રહી છે.'

વિદ્યાસાગરે તેમને અધવચ્ચેથી અટકાવીને કહ્યું : 'હે ભિક્ષુઓ, શ્રવણ કરો. તમે અમિતાભ વિશે એવું વિચારો કેવી રીતે ? તે તો શાશ્વત છે, તેનો દીપજ્યોતિ કદી ઓલવાય નહિ.

સુંદરસમુદ્ર અને ગોપાલને તેમની ભૂલ સમજાઈ. તેમણે આદરપૂર્વક બુદ્ધનું ધ્યાન ધર્યું. આકાશ અને પૃથ્વી પર તેજસ્વી પ્રકાશ પથરાઈ ગયો. તેમનાં નેત્ર અશ્રુપૂર્ણ બન્યાં; તેમની કાયાઓ ઉન્માદથી ધ્રૂજવા લાગી.

વિદ્યાસાગર તેમની પ્રાર્થનામાં જોડાયા. 'હે તથાગત, હે અમિતાભ, સ્વર્ગમાં વિહરનારા અને જેની કાયા પુષ્પસૌરભમાં સ્નાન કરે છે; હે શાક્યમુનિ, હે બુદ્ધ, અમે તમને પુનઃ આ ધરતી પર અવતરવા અને અમારા પથદીપક બનવા વિનંતી કરીએ છીએ.'

ગૌતમ બુદ્ધ તેમની સાથે હતા એ દિવસોની સ્મૃતિ આવતાં તેમનાં નેત્રમાંથી આંસુ વહેવાં લાગ્યાં. પ્રત્યેક નગર, ગામ, માર્ગ, ખેતર અને અરણ્ય તેમની ઉપસ્થિતિના પ્રકાશથી ચમકવા લાગ્યાં. વિદ્યાસાગરે કહ્યું : 'આપણે તો અમિતાભ સાથે રાત્રે પણ વિહાર કરતા હતા. કૃષ્ણપક્ષની રાત્રે તેમની સાથે વિહાર કરતી વેળાએ આપણે અંધકારમાં ચાલીએ છીએ એવું લાગતું જ ન હતું. જાણે સમગ્ર પથ પૂર્ણચન્દ્રથી પ્રકાશતો ન હોય એમ જ લાગતું હતું. વૃક્ષ, પર્ણ, પુષ્પ, શાખાઓ – આ સર્વ ધરતી પર તેમની ઉપસ્થિતિના પ્રકાશમાં આનંદોત્સવ મનાવે છે એમ જ લાગતું હતું.

એ દિવસોનું સ્મરણ કરીને ગોપાલે કહ્યું : 'હે બંધુઓ, એ દિવસોમાં તો આપણો વિહાર કેટલો બધો થતો હતો. આપણે સર્વત્ર વિહરતા હતા. અરણ્યોમાંથી, ખેતરોમાંથી; નગરોમાંથી, ગ્રામપદમાંથી હાથમાં ભિક્ષાપાત્ર લઈને નીકળી પડતા હતા.' સુંદરસમુદ્ર દીવાસ્વપ્નમાંથી જાગી

એતદ્

ગયો. તેને અચાનક વર્તમાન સ્થિતિનું સ્મરણ થયું અને તે બોલ્યો : 'ભિક્ષુઓએ હવે પદયાત્રા બંધ કરી દીધી છે; તેમના પગનાં તળિયાં છોલાઈ ગયાં છે, તેમની કાયાઓ સ્થૂળ થઈ ગઈ છે, તેમનાં પેટ વધુ પડતાં મોટાં થઈ ગયાં છે.'

વિદ્યાસાગરે તેની વાત સાંભળીને કહ્યું : 'હે બન્ધુ, તથાગતે આપણને નિત્ય ઉપદેશ આપ્યો છે કે સ્થૂળકાય અને અકરાંતિયો માનવી કદી જન્મ-મરણના બંધનમાંથી મુક્ત થવાનો નથી. શૂકરની જેમ તે પુનઃ પુનઃ અવતરશે અને પુનઃ પુનઃ તેનું મૃત્યુ થશે.'

સુંદરસમુદ્રે કહ્યું : 'હે વિદ્વદ્વર્ય, હવે ભિક્ષુઓ વધુ પડતું ભોજન કરે છે, સુખદાયક શય્યાઓ પર પોઢી જાય છે અને સ્ત્રીઓ સાથે હસી હસીને વાતો કરે છે.'

વિદ્યાસાગરે ભયભીત થઈને પૂછ્યું : 'સ્ત્રીઓ સાથે વાતો કરતી વખતે તેઓ હસે છે ?'

'હા પ્રભુ, સ્ત્રીઓ સાથે વાતો કરતાં કરતાં તે હસે છે. આપણા સંઘની સ્ત્રીઓ પણ ઉત્તર આપતી વખતે હસે છે એ પણ મેં જોયું છે. તેઓ પગમાં ઝાંઝર પણ પહેરે છે.'

વિદ્યાસાગરે પોતાની આંખો મીંચી દીધી અને શોકાતુર થઈને ભગવાનને પ્રાર્થના કરી : 'હે તથાગત, તમારા ભિખ્ખુઓએ નીતિનો માર્ગ ત્યજી દીધો છે. આ વાસનાઓના વિશાળ સાગરમાં હું સાવ એકલો પડી ગયો છું.' સુંદરસમુદ્ર અને ગોપાલે પણ તેમનાં નેત્ર મીંચીને પ્રાર્થના કરી : 'હે તથાગત, અમે આપત્તિમાં આવી પડ્યા છીએ અને ઇચ્છાઆકાંક્ષાઓના ઊછળતાં મોજાંઓથી ઘેરાઈ ગયા છીએ.'

તેઓ નેત્રો મીંચીને દીર્ઘ સમય બેસી રહ્યા. પછી સુંદરસમુદ્રે આંખો મીંચીને કહ્યું : 'ગોપાલ, તેં એ જોયું કે આપણે નગરના એકેએક દ્વાર પર જઈને ભિક્ષા યાચી પણ કોઈએ આપણને ખીર ન આપી.'

ગોપાલે તેની સાથે સંમત થતાં કહ્યું : 'એ વાત સાચી છે. કોઈએ આપણને ખીર આપી નહીં. વાસ્તવમાં આ દિવસોમાં આપણને કોઈ ખીર આપતું નથી.'

સુંદરસમુદ્રે મૂંઝાઈને કહ્યું : 'મને આશ્ચર્ય થાય છે કે પહેલાંની જેમ લોકો હવે ખીર બનાવતા કેમ નથી ?'

'શું તેઓ તથાગતને ભૂલી ગયા છે કે પછી પહેલાં ગાયો જેટલું દૂધ આપતી હતી તેટલું હવે આપતી નથી ?'

ભૂતકાળની સ્મૃતિઓ વાગોળતાં ગોપાલે કહ્યું : 'જ્યારે તથાગત આપણી સાથે હતા ત્યારે એકેએક સ્ત્રીપુરુષ એમનાં સ્તુતિગાન ગાતા હતા; ગાયો અઢળક દૂધ આપતી હતી. એટલી બધી ખીર બનતી હતી કે લોકો ધરાઈ ધરાઈને ખાતા હતા અને છતાં ભિખ્ખુઓને આપવા માટે વધતી હતી. કેટલી બધી સ્વાદિષ્ટ હતી અને આપણને એ કેટલી બધી ભાવતી હતી !' સુંદરસમુદ્રના મોઢામાં પાણી આવી ગયું.'

આશ્ચર્ય પામીને વિદ્યાસાગરે બંને સામે જોયું અને કહ્યું : 'સ્વાદ ! મૂર્ખ બંધુઓ ! તમે સ્વાદની વાતો કરો છો ? તમે સ્વાદ માટે ભોજન લો છો ?'

સુંદરસમુદ્ર લજ્જિત થઈને બોલ્યો.' ના પ્રભુ, મેં મારા જીવનમાં કદી સ્વાદને મહત્ત્વ આપ્યું નથી. ભોજન કરતી વખતે હું નિત્ય મારી જાતને કહું છું : 'હું માટીમાં માટી જ મેળવું છું. પરંતુ જ્યારે મને કોઈ ખીર આપે છે ત્યારે તથાગતને સુજાતાએ ધરેલી ખીરની સ્મૃતિ થાય છે અને મારા

મોઢામાં કશુંક રણઝણવા માંડે છે.'

વિદ્યાસાગરે એમની વાત સમજવાનો પ્રયત્ન કરતાં કહ્યું : 'હે બંધુઓ, ભૂતકાળને ભૂલી જાઓ નહીંતર તમે પુનઃ ઇચ્છાઓની જાળમાં ફસાઈ જશો.'

બંનેએ ક્ષમા યાચતાં કહ્યું : 'હે પ્રભુ, હવે અમે સ્વાદેન્દ્રિયને ભૂલી ગયા છીએ. માત્ર તથાગતના વિચારોમાં જ રમમાણ રહીએ છીએ.' ત્યાર પછી પુનઃ તેઓ તથાગતનું ધ્યાન ધરીને બેઠા. આ વિશ્વ તો માયાવી છે અને એનાં સુખ તો ભ્રાંતિ છે એવો ઉપદેશ આપનારા બુદ્ધનો વિચાર તે કરવા લાગ્યા.

ગોપાલે કહ્યું, 'સુંદરસમુદ્ર, તથાગતે તને એક સ્ત્રીના મોહપાશમાંથી એક દિવસે ઉગારી લીધો હતો એનું સ્મરણ છે ખરું ?

'સ્ત્રીના મોહપાશમાંથી ?' સુંદરસમુદ્રે એ ઘટનાનું સ્મરણ કરવાનો પ્રયત્ન કર્યો.

'અરે મૂર્ખ, તું ભૂલી ગયો ? મને એ દિવસનું સ્મરણ છે. તથાગત નેત્રો મીંચીને ધ્યાન ધરતા બેઠા હતા. આપણે પ્રેમ અને આદરથી તેમને જોતા બેઠા હતા. આપણે જોયું કે થોડી વારે ભગવાનના હોઠ પર સ્મિત ફરક્યું. આનંદે પૂછ્યું : 'હે તથાગત, તમે કેમ હસ્યા ?' તથાગતે ઉત્તર આપ્યો : 'આ ક્ષણે એક ભિખ્ખુ અને એક સ્ત્રી વચ્ચે સ્પર્ધા ચાલી રહી છે.' આનન્દે પૂછ્યું. 'કોણ વિજયી થશે ?' તથાગતે ઉત્તર આપ્યો : 'એ કહેવું કઠિન છે. એ સ્ત્રી ચતુર છે. તે તેને આલિંગે છે અને તરત જ તેના હાથમાંથી સરી જાય છે. તે તેને ઘડીકમાં પોતાની કાયા દેખાડે છે અને ઘડીકમાં એ કાયા ઢાંકી દે છે. પોતાના સ્તન પ્રગટ કરે છે અને પછી ઢાંકી દે છે. પોતાનું કટિવસ્ત્ર દૂર કરે છે અને પાછું પહેરી લે છે.'

એ કથા સાંભળીને સુંદરસમુદ્રની સમક્ષ ભૂતકાળની સ્મૃતિઓ પ્રગટ થઈ ઊઠી; સમુદ્રકાંઠાના પ્રદેશને જેવી રીતે ભરતીનાં મોજાં ભીનો કરી દે એવી જ રીતે તે પણ એનાથી છલકાઈ ગયો. પછી તેણે કહ્યું : 'ગોપાલ, વર્ષો પહેલાંની એ વાત છે. હા, એ સ્પર્ધા બહુ કઠિન હતી. એ મારી દૃષ્ટિએ પડી તે પહેલાં હું ભિક્ષા માટે ઘેર ઘેર ભટકતો હતો. પણ એના સૌંદર્યે મને એવો ભમાવી દીધો હતો કે હું અન્ય સર્વ માર્ગ ભૂલી જઈને માત્ર એના જ દ્વારે જઈ ચઢતો હતો. હું નિત્ય તેને ત્યાં જઈનો પોકારતો : 'હે સુંદરી, ભિખ્ખુને ભોજન આપ. તે મારા ઉપર અતિશય દયા દાખવતી અને પુષ્કળ ભોજન આપતી. હું નિરાંતે આરોગતો.

એક દિવસ તે અતિ ઉદાર બની. મને એમ જ લાગ્યું કે હું ગંગાના શીતળ જળમાં સ્નાન કરી રહ્યો છું. તે મને ઘરમાં લઈ ગઈ, દ્વાર વાસી દીધું અને પુષ્પની જેમ મારા ખોળામાં ઢળી પડી. હે ગોપાલ, એની કાયા કેવી મૃદુ અને કામ્ય હતી એ વાત તો પૂછતો જ નહીં. તેના સ્તન ઉન્નત અને કામોત્તેજક હતા, તેના નિતંબ ભરાવદાર અને વિશાળ હતા; તેની કટિ કોમળ અને નમણી હતી. અમારી કાયાઓ એકમેકમાં લય પામવાની જ હતી અને ત્યાં તથાગતે મારી ભીતર દર્શન દીધા.' સુંદરસમુદ્રે નિઃશ્વાસ નાખ્યો અને મૂગો થઈ ગયો.

'પછી શું થયું ?' ગોપાલે પૂછ્યું.

'પછી શું થયું ? મેં મારી ઇચ્છાને મારી નાખી અને મધુર સુખસરિતામાંથી મારી જાતને પાછી વાળી લીધી.'

સુંદરસમુદ્રે પુનઃ પોતાનાં નેત્ર મીંચી દીધાં અને દૂરદૂરની સ્મૃતિઓમાં ખોવાઈ ગયો હોય તેમ બેઠો.

તેણે જ્યારે પોતાનાં નેત્ર ફરી ઉઘાડ્યાં ત્યારે બબડ્યો : 'તે કન્યા અત્યારે ક્યાં હશે ?

ગોપાલે આશ્ચર્ય પામીને પૂછ્યું : 'કોણ ?'

'એ સુંદરી.'

'કોણ જાણે ?'

સુંદરસમુદ્ર ઊભો થયો. એને નગરની દિશામાં જતો જોઈને ગોપાલ ચકિત થઈ ગયો.

ગોપાલે તેને મોટે સાદે કહ્યું : 'બંધુ, ન જા. પાછો આવ.'

પરંતુ સુંદરસમુદ્ર જાણે સમાધિમાં હોય એમ ચાલતો જ રહ્યો.

ગોપાલે પુનઃ સાદ પાડ્યો : 'બંધુ, પાછો આવ.'

વિદ્યાસાગરે તટસ્થતાથી કહ્યું : 'સુંદરસમુદ્ર કદી પાછો નહીં આવે. તે પુનઃ કામનાઓથી ભરેલા જગતથી આકર્ષાયો છે.'

ગોપાલે તેને વિનંતી કરતાં કહ્યું : 'હે વિદ્યાસાગર, દુન્યવી ભોગવિલાસથી એને બચાવવા કશુંક તો કરો. એને પાછો આવવા સમજાવો.

વિદ્યાસાગરે અસહાય થઈને કહ્યું : 'ગોપાલ, એને ભૂલી જા. તારાથી શક્ય હોય તો તારી જાતને બચાવ.'

'પ્રભુ, મારી ચિંતા ન કરતા. હું દૃઢ મનોબળવાળો છું.'

વિદ્યાસાગરે મૌન ધારણ કર્યું. થોડા સમય પછી કટુ હાસ્ય કરીને તે બોલ્યા : 'જે બીજાઓના પાપની અતિશય વાતો કરે છે તે મોહમાયાના જગતમાં પહેલો પહોંચી જાય છે. નિદ્રાધીન જનપદ પર પુરનાં પાણી ફરી વળે તેમ તેના પર ઇચ્છાઓ ફરી વળે છે.'

થોડા સમય માટે ગોપાલે વિદ્યાસાગર સામે જોયા કર્યું અને પછી પૂછ્યું : 'હે જ્ઞાની, હે વિદ્વદ્દ્વર્ય, વાતો કરવામાં કયું નુકસાન થાય છે ?'

વિદ્યાસાગરે ઉત્તર આપ્યો : 'બંધુ, અતિશય વાતોડિયા વિશેના જાતકથી તું પરિચિત લાગતો નથી. ચાલ ત્યારે સાંભળ. એક કાળે બોધિસત્ત્વે કોઈ રાજાના મંત્રીને ત્યાં જન્મ લીધો હતો. તેઓ જ્યારે મોટા થયા ત્યારે તેમણે એ મંત્રીપદ સંભાળ્યું. રાજા અત્યંત વાતોડિયો હતો. એને કેવી રીતે ઉપદેશ આપવો તેની તેઓ વિચાર કરતા હતા. જે રાજા અતિશય વાતો કરવાને બદલે શાંતિથી સાંભળે છે તે રાજા મહાન એ વાત તેઓ રાજાને કહેવા માગતા હતા. હિમાલયની તળેટીમાં એક સરોવર હતું. એમાં એક કાચબો રહેતો હતો. બે બગલા પણ પાસે જ રહેતા હતા. એ ત્રણે વચ્ચે ગાઢ મૈત્રી હતી. એક કાળે સરોવર સુકાઈ ગયું. કાચબાને કહ્યું : 'મિત્ર, પર્વતોના શિખર પર અમારું સુંદર નિવાસસ્થાન છે. ત્યાંના સરોવરમાં પુષ્કળ પાણી છે. તું અમારી સાથે ચાલ ને ! ત્યાં આપણે નિરાંતે રહીશું.'

'કાચબાએ ઉત્તર આપ્યો : 'મિત્રો, હું તો ધરતી પર ચાલી શકું. હું ઊંચાં શિખરો પર પહોંચું કેવી રીતે ?'

બગલાએ કહ્યું : 'જો તું તારું મોં બંધ રાખવાનું વચન આપે તો અમે તને ત્યાં લઈ જઈએ.' કાચબાએ વાતો નહિ કરવાનું અને મોં બંધ રાખવાનું વચન આપ્યું. બગલા એક લાકડી લઈ આવ્યા અને કાચબા આગળ તેમણે ધરી. 'આ લાકડી દાંતમાં પકડી રાખજે.' પછી લાકડીના બંને છેડા દરેકે પોતાની ચાંચમાં રાખ્યા અને ઊડવા માંડ્યું. તેમની વચ્ચે કાચબો હતો.

તેઓ લાંબા સમય સુધી ઊડતા ને ઊડતા જ-રહ્યા. એમ કરતાં કરતાં એક નગર આવ્યું. એની ઉપરથી તેઓ ઊડી રહ્યા હતા ત્યારે શેરીઓમાં રમતાં બાળકો આ વિચિત્ર દૃશ્ય જોઈને બૂમો પાડવા લાગ્યા, ચીસો પાડવા લાગ્યા.

બાળકોને એમ કરતાં જોઈને કાચબો ક્રોધે ભરાયો, તે બૂમ પાડીને કહેવા માગતો હતો : 'જો મારા મિત્રો મારા ઉપર ઉપકાર કરે છે તો એની તમને કેમ ઈર્ષ્યા આવે છે ?' પણ તેણે જ્યાં પોતાનું મુખ ખોલ્યું ત્યાં એ ભૂમિ પર પડી ગયો અને મૃત્યુ પામ્યો. યોગાનુયોગ એ કાચબો રાજમહેલના ચોકમાં પડ્યો; એટલે એ વિશે તર્કવિતર્ક થવા માંડ્યા. બોધિસત્ત્વને લઈને રાજા કાચબો જોવા આવ્યો. ત્યાં જઈને તેણે બોધિસત્ત્વને પૂછ્યું : 'હે ચતુરસુજાણ, આ કાચબાનો આવો દુઃખદ અંત કેમ આવ્યો ?'

બોધિસત્ત્વે કહ્યું : 'કારણ કે તે વધુ પડતો વાતોડિયો હતો.' પછી તેણે કાચબાની અને બગલાની આખી કથા કહી સંભળાવી : 'હે રાજા, જેઓ વધુ પડતું બોલ્યા કરે છે તેમનો આવો જ દુઃખદ અંત આવતો હોય છે.' બોધિસત્ત્વની વાત ઉપર રાજાએ વિચાર કર્યો અને એ ઉપદેશ તેને પણ લાગુ પડતો હતો એ સમજાઈ ગયું. તે દિવસથી તેણે બોલવાનું ઓછું કર્યું અને વધુ સાંભળવા માંડ્યું..

વિદ્યાસાગરે આ કથા પૂરી કર્યા પછી ગોપાલને કહ્યું : 'બંધુ, બુદ્ધના આપણે બધા ભિખ્ખુઓ આ કાચબા જેવા છીએ. આપણે તો મોક્ષના માર્ગે નીકળેલા યાત્રાળુઓ છીએ. જે માત્ર બોલ બોલ કરે છે અને વિચાર કરવા રોકાતો જ નથી તેનું પતન થશે અને તે લક્ષ્યસ્થાને પહોંચી નહીં શકે. તેને સાચો માર્ગ પ્રાપ્ત નહીં થાય.'

ગોપાલને વિદ્યાસાગરનો બોધ સમજાયો. તે બોલ્યો : 'આપણી સાથે કેટલા બધા ભિખ્ખુઓ હતા. કેટલા બધાનું પતન થયું અને પાછળ રહી ગયા છે.' થોડા સમયના મૌન પછી તેણે ઉમેર્યું : 'હવે હું વાતો નહિ કરું.'

દીર્ઘકાળ સુધી ગોપાલ પોતાના નિશ્ચયને વળગી રહ્યો. તે ધ્યાન ધરતો રહ્યો અને ભિક્ષા માગતો રહ્યો પણ એકે શબ્દ બોલતો નહીં.પણ એક દિવસ નગરમાં ભિક્ષા માગતાં માગતાં તેને બાળપણનો એક મિત્ર પ્રભાકર મળ્યો. પ્રભાકરે ગોપાલને જોઈને કહ્યું : 'મિત્ર, તારા માટે એક સંદેશ છે. તારા પિતાનું મૃત્યુ થયું છે અને રાજસિંહાસન સૂનું છે. તારી માતા તારી વાટ જુએ છે અને તારી સુંદર પત્ની તારી કામના કરે છે.'

ગોપાલે ઉત્તર આપ્યો : 'મિત્ર, આ જગતમાં માત્ર દુઃખ જ દુઃખ છે. રાજ્યપદ અને સત્તા ઘર અને કુટુંબ મોહમાયા છે. માતાપિતાપત્ની બધું જ મિથ્યા છે. આપણે ભિખ્ખુઓ તો તથાગતના અનુયાયીઓ છીએ.' એમ કહીને ગોપાલ મિત્રને ત્યજીને વનની દિશામાં ચાલી નીકળ્યો. પ્રભાકરે તેને બૂમ પાડી : 'મિત્ર, તારી વાત મેં ધ્યાનપૂર્વક સાંભળી છે. હું આ જ સ્થળે ત્રણ દિવસ સુધી તારી પ્રતીક્ષા કરતો ઊભો રહીશ.'

ગોપાલ વનમાં ચાલ્યો ગયો પરંતુ તે અતિવ્યથિત અને અસ્વસ્થ હતો. પ્રભાકરની વાત તેના મનમાં સતત પ્રતિધ્વનિ પાડતી રહી. જ્યારે તેની દૃષ્ટિએ વિદ્યાસાગર પડ્યા ત્યારે જેવી રીતે પીળું પાન વૃક્ષ પરથી ભૂમિ પર ખરી પડે તેમ તેમના ચરણોમાં તે ઢળી પડ્યો. થોડી ક્ષણો પછી ગોપાલે કહ્યું : 'હે જ્ઞાની, હું દીર્ઘકાળ સુધી બોલ્યો નથી. પરંતુ જાણે મારા દાંતમાંથી લાકડી પડી ગઈ ન હોય એ રીતે મારું પતન થઈ રહ્યું છે. મારે શું કરવું જોઈએ એ કહો જોઈએ.'

એતદ્

વિદ્યાસાગરે કહ્યું : 'પેલા પુષ્પ પર ધ્યાન કેન્દ્રિત કર.'

ગોપાલ પાસે જ ઊગેલી પુષ્પલતા સામે બેઠો અને હમણાં જ ખીલેલા પુષ્પ પર એક ચિત્તે દૃષ્ટિ માંડી. દીર્ઘ કાળ સુધી તેણે જોયા કર્યું. પુષ્પ સૂર્યપ્રકાશમાં ચમકતું હતું, થોડી વારે તેનો રંગ ઝાંખો થયો અને તે કરમાઈ ગયું.

ગોપાલને વાત સમજાઈ. તે મનોમન બોલ્યો : 'ગોપાલ, આ જગત માયાવી છે.' તેણે નેત્ર મીંચી દીધાં. પરંતુ બીજે દિવસે તેણે એ જ ડાળી પર નવું ખીલેલું પુષ્પ જોયું. તે સુંદર હતું. ગોપાલ પુનઃ અસ્વસ્થ થયો. તેનો ધ્યાનભંગ થયો, તેનાં નેત્ર આસપાસ ઘૂમવા માંડ્યાં. એકાએક તેને ભાન થયું કે ત્રીજા દિવસનું પ્રભાત શરૂ થયું હતું. તે ક્ષોભપૂર્વક ઊભો થયો અને એક ક્ષણનોય વિલંબ કર્યા વિના નગરની દિશામાં નીકળી પડ્યો.

વિદ્યાસાગર તેને જતો જોઈ રહ્યા. તે કશું બોલ્યા નહીં. ગોપાલ જ્યારે દેખાતો બંધ થયો ત્યારે તેઓ કટુ હાસ્ય કરીને તથાગતના ઉપદેશનું સ્મરણ કરવા લાગ્યા. 'જો પ્રવાસમાં તમારી સાથે કોઈ જ્ઞાની સાથ આપનાર ન હોય તો અરણ્યમાં હાથી જેમ એકલો વિહરે છે તેમ વિહરો.' તથાગતના એ ઉપદેશે વિદ્યાસાગરને આશ્વાસન આપ્યું. તેણે એ વચનનું મનન કર્યું અને એ વાત કેટલી બધી સાચી છે તે સમજાઈ. 'તથાગતના ઉપદેશનું સત્ય જીવનના અનુભવોમાંથી પ્રમાણી શકાય એમ છે.' તે સ્વગત બોલ્યો.' જે મૂર્ખ સાથે પ્રવાસ કરે છે તે દુઃખી થાય છે. મૂર્ખના સહવાસ કરતાં એકાંત સેવવું વધુ હિતાવહ છે.' ત્યારે જ વિદ્યાસાગરને સમજાયું કે સુંદરસમુદ્ર અને ગોપાલની સતત ઉપસ્થિતિથી તેની સાધનામાં અવારનવાર ભંગ પડ્યો હતો. તેઓ પુષ્કળ વાતોડિયા હતા; તેમણે તેના ધ્યાનમાં ભંગ પડાવ્યો હતો. હવે તેના મન પરથી બધો ભાર ઊંચકાઈ ગયો હતો.

તે હવે વધુ સ્વસ્થતાથી, પ્રસન્નતાથી અરણ્યમાં વિહાર કરવા લાગ્યા. તે ઊંચા ઘાસમાં થઈને ચાલતા હતા; ધૂળિયા માર્ગો પરથી ભટકતા હતા અને આસપાસનું જગત નિહાળતા હતા. તે વિકસિત થયેલાં પુષ્પો સામે, પવનમાં ઝૂમતાં વૃક્ષો સામે, નદીઓનાં ખળખળ વહેતાં પાણીના આછા ધ્વનિ સાંભળતા હતા. આકાશ જાણે સંગીતમય હતું, વાતાવરણમાં નરી સૌરભ હતી. ધીમે ધીમે તે જગતની વસ્તુઓના અસંખ્ય વૈવિધ્ય પ્રત્યે ધ્યાન આપતા થયા તે મનોમન બોલ્યા : 'આત્માના જ્ઞાન કરતાં જગતના પદાર્થોનું જ્ઞાન ભિન્ન છે. બંને જ્ઞાન અનિવાર્ય છે.' તે જેમ જેમ ભટકતા થયા તેમ તેમ બાહ્યજગતથી વધુ ને વધુ સભાન થતા ગયા. તેની દૃષ્ટિએ બધું પડવા માંડ્યું, તે બધાનો સ્પર્શ કરતા હતા; પ્રત્યેક ધ્વનિ સાંભળતા હતા, પ્રત્યેક ગંધને માણતા હતા.

એક દિવસ તે અરણ્યમાંથી પસાર થતા હતા ત્યારે તેનું ધ્યાન આમલીના એક વૃક્ષ પર પડ્યું. તે આનંદથી બોલી ઊઠ્યા : 'જો જો આ આમલીનું વૃક્ષ !' તે એની સામે ઊભા રહ્યા. દીર્ઘ કાળ સુધી જોયા કર્યું, પછી બોલ્યા.' અહો, આશ્ચર્ય થાય છે. આટલાં વરસોથી આ અરણ્યમાં વિહાર કરું છું પણ પહેલી વાર મેં આમલીનું વૃક્ષ જોયું.'

તે એનો જેમ વિચાર કરતા રહ્યા તેમ આશ્ચર્ય પામતા રહ્યા : અત્યાર સુધી આ વૃક્ષ મને કેમ દેખાયું ન હતું ? મેં ઘણાં વૃક્ષો હેઠળ ધ્યાન ધર્યું છે. કદાચ મેં પૂરતું ધ્યાન આપ્યું નહી હોય. કે પછી આ અરણ્યમાં સામાન્ય રીતે આમલીનાં વૃક્ષ નહીં થતાં હોય ?' તે આમલી વિશે વિચાર કરતા રહ્યા એટલે તેના યૌવનની સ્મૃતિઓ ઊભરાઈ આવી. તેણે બીજું આમલીનું વૃક્ષ જોયું. ઊંચા વૃક્ષ પરથી શાખાઓ ભૂમિ તરફ સુંદર રીતે લહેરાતી હતી.

શિયાળાના એક પ્રભાતે આમલીના વૃક્ષ પર પોપટોના ચિત્કાર સંભળાયા હતા તેનું સ્મરણ

થયું. 'ત્યાર પછી તો અનેક અરણ્યોમાંથી હું પસારથયો છું પણ આવું લીલુંછમ અને સુંદર વૃક્ષ મેં કદી જોયું નથી. એટલા બધા પોપટ પણ પછી મેં જોયા નથી.' તેણે એ આમલી સામે જોયા જ કર્યું. તેને બીજી સ્મૃતિઓ ઘેરી વળી. ધૂળિયા માર્ગે ચાલતા રથ, વૃક્ષો પરથી દોડાદોડ કરતી ખિસકોલીઓ, કાચીંડાઓ. 'નાનો હતો ત્યારે હું એ ખિસકોલીઓ પાછળ દોડાદોડ કરતો હતો. તે વૃક્ષ ઉપર ચઢી જતી, આગલા પંજા ઊંચા કરીને ડાળીઓ પર બેસતી અને મારી સામે જોતી. પછી તે પાંદડાંઓમાં સંતાઈ જતી. ક્યારેક ચમકતી આંખો અને લપકારા મારતી જીભ દરમાંથી બહાર આવતી અને અદૃશ્ય થઈ જતી. હું ભયથી ધ્રુજી ઊઠતો.

અને હા... પેલી કૌસામ્બી. સમુદ્ર અને નદી જેવી રીતે એકબીજાને ભેટે તેવી રીતે અમે તે આમલીના વૃક્ષ હેઠળ અન્યોન્યને ભેટ્યા હતા, અમારા હોઠ ભેગા થયા હતા, અમે દીર્ઘ આલિંગનમાં એકબીજાના હાથને વીંટાળેલા રાખ્યા હતા. સાંજ ક્યારે રાત્રિમાં ઓગળી ગઈ હતી.

એ દિવસની સ્મૃતિ આવતાં જ વિદ્યાસાગર આનંદથી ધ્રુજવા લાગ્યા. તેને દેવતાઓના સોમરસપાનની જાણે અનુભવ થયો. વિસરાઈ ગયેલા એ જગતની સ્મૃતિથી તે જડાઈ ગયા. દીર્ઘકાળ એ આનન્દના સ્વપ્નને વાગોળતા રહ્યા. તે જ્યારે એ ઉન્માદપૂર્ણ મૂર્ચ્છામાંથી જાગ્યા ત્યારે અત્યન્ત અસ્વસ્થ હતા. ભિખ્ખુઓ હવે વૃક્ષો નીચે સૂતા ન હતા એ વાત તેને સમજાઈ. તેઓ નિવાસોમાં રહેતા હતા, શય્યાઓ પર સૂતા હતા અને સ્ત્રીઓ સાથે વાત કરતી વખતે તેમની આંખોમાં આંખો પરોવતા હતા.

તેને એકાન્ત સાલી આવ્યું, નિર્જન અરણ્યમાં ભૂલા પડેલા પથિક જેવા તે હતા. તે બોલ્યો : 'દરેક પોતપોતાને ઘેર છે. તો જે મારા અસ્તિત્વનો જ એક અંશ બની ગયું છે તે આમલીના વૃક્ષનો શા માટે હું ત્યાગ કરું ?' આમલીની સ્મૃતિ તેને પીડવા લાગી. એને જોવા પાછા ફરવાનો તેણે નિર્ધાર કર્યો. અરણ્યમાંથી પોતાના ઘરની દિશામાં જતા માર્ગ તરફ એ નીકળી પડ્યા.

તે જ્યારે અરણ્યમાંથી બહાર આવ્યા ત્યારે એકાએક અટકી ગયા. માર્ગની વચ્ચોવચ્ચ તેને બોધિસત્ત્વ દેખાયા. એમની મૂર્તિ તેને ચિત્તક્ષોભ પર અંકુશ રાખવા કહેતી હતી. તથાગતે એક વેળા આપેલા બોધની વિદ્યાસાગરને સ્મૃતિ થઈ. 'જો તમારા ચિત્તને પાપી વિચારોએ ખળભળાવ્યું હોય તો જેવી રીતે હાથી પોતાની જાતને કળણમાંથી મુક્ત કરે છે એવી રીતે તમે એમાંથી મુક્ત થાઓ.' વિદ્યાસાગરે પોતાની જાત ઉપર અંકુશ રાખવાનો પ્રયત્ન કર્યો. જેવી રીતે હાથી કળણમાંથી બહાર આવે છે તેવી રીતે તે દિશા બદલીને અરણ્યમાં જવા માંડ્યા.

પશ્ચાત્તાપ અનુભવતા તે પીપળા નીચે ધ્યાન ધરીને બેઠા. પુષ્પોમાં અને વહેતી નદીઓમાં આટલો બધો રસ લીધો એ બદલ તેમણે જાતને ઉપાલંભ આપ્યો. એક વેળા શું તથાગતે તેમને નહોતું કહ્યું : 'ભિક્ષુઓ, શા માટે તમે સ્મિત કરો છો અને ભૌતિક જગતમાં આનંદ અનુભવો છો ? તમારી આસપાસનું જગત તો જ્વાળામય છે.' વિદ્યાસાગરે જ્યારે આસપાસ જોયું તો તેને એવો ભાસ થયો કે તે વિરાટ દાવાનળની વચ્ચે બેઠો છે. બધું જ સળગી રહ્યું છે. પુષ્પ, પર્ણ, નદી, તેના પોતાનાં નેત્ર. તેણે આંખો મીંચી દીધી.

તે નેત્ર મીંચીને કેટલાય દિવસ બેસી રહ્યા. પણ તેનું હૃદય અશાન્ત હતું. અનેક વેળા તેનો ધ્યાનભંગ થતો હતો. તે આમલીના વૃક્ષને ભૂલી શકતા ન હતા. હતાશ થઈને તે ઊભા થયો અને શાંતિની શોધમાં દીર્ઘયાત્રાએ જવાનો નિર્ણય કર્યો. તે એક વનમાંથી બીજા વનમાં ભટકતા રહ્યા. તેના તળિયા ચીરાઈ ગયા, ઉઝરડાયા. તેના પગે ગોટલા બાઝ્યા. તેનું શરીર થાકી ગયું હતું. છેવટે

એતદ્



તે અરવલ્લીના વનમાં પહોંચ્યા. ત્યાં તેણે બોધિવૃક્ષ હેઠળ બેસીને ધ્યાન ધરવાનો નિશ્ચય કર્યો.

તેણે એ વૃક્ષ જોયું; બીજાં વૃક્ષોની વચ્ચે તેજસ્વી બનીને ઊભું હતું. તે તેની છાયામાં હાથ જોડીને બેઠા અને પ્રાર્થના કરવા માંડ્યા : 'હે શાક્યમુનિ, હે તથાગત, હે અભિતાભ, આ તમારો ભિખ્ખુ તમારો કાચબો છે, તે માર્ગ ભૂલી ગયો છે.' તે નેત્ર મીંચીને રટવા લાગ્યા : 'શાન્તિ, શાન્તિ, શાન્તિ.'

દીર્ઘકાળ તે આ વૃક્ષ હેઠળ બેસી રહ્યા. દિવસો વીત્યા. તે અસ્થિર ન થયો. શિલામાંથી કોતરેલી પ્રતિમાની જેમ તે બેસી રહ્યા. પછી ધીમે ધીમે તેને લાગ્યું કે ક જાણે તે ભૂતકાળનો શોક કરતા મટી ગયા છે. એક નવા પ્રકારનો આનંદ તેનામાં વ્યાપી ગયો. તેના આત્મામાં કૂંપળની જેમ તે પ્રગટી ઊઠ્યો પછી સુંદર લીલા રંગના વૃક્ષની જેમ તેના સમગ્ર અસ્તિત્વમાં પ્રસરી ઊઠ્યો.

તે ઊભા થયા. તેને અંતે સમજાયું કે પ્રત્યેકને પોતાનું વન હોય છે અને એમાં પોતાનું વૃક્ષ હોય છે. દરેકે પોતાના અરણ્યમાં જેની છાયા શાંતિ આપી શકે તેવા પોતાના વૃક્ષની શોધ ચલાવવી જોઈએ. વિદ્યાસાગરને લાગ્યું કે અંતે તેને રહસ્યનો ઉત્તર મળી ગયો છે. તે પોતાના અરણ્યમાં તેના આમલીવૃક્ષની શોધમાં નીકળી પડ્યા.

પણ તે જેવા અરવલ્લીના વનમાંથી બહાર આવ્યા કે તેને શંકાકુશંકા થવા લાગી. 'હે વિદ્યાસાગર, તને જ્ઞાનપ્રાપ્તિ થઈ છે કે મારસેનાથી ભ્રમિત થયો છે ?' તે ગૂંચવાઈ ગયા. તેના દાંતમાં હજુ પેલી લાકડી હતી કે પડી ગઈ હતી ?

તે આ સ્થિતિમાં દીર્ઘકાળ ઊભા રહ્યા, તેનો એક પગ અરવલ્લીના વનમાં હતો અને બીજો પગ ઘરની દિશામાં જતા માર્ગ પર હતો.

તેની આસપાસનું જગત જ્વાળાઓમાં લપેટાયેલું હતું.

(મૂળ ઉર્દૂમાંથી અંગ્રેજીમાંથી અનુવાદ કરનાર આલોક ભલ્લા- વિશ્વામિત્ર આદિલ)

# દિલીપ ઝવેરી

## કવિ કરતાં કવિતા જ મોટી

હજી કાલે જ તો લખાયું છે આ કાવ્ય ! સૂંઘો તો અસ્પષ્ટ આછી તો ય અનંતવસંતકાળથી ઓળખીતી મહેક. અડો તો કૂણી ભીનાશ. સાંભળો તો સમથળ અને ઊછળતી પોતાની જ છાતીની ધડક. જીભ અડાડતાંક હોઠોને ગલીપચી કરી જતો સળવળતો લય. આંખ મીંચીને જુઓ તો ઝિલાય આજની વહેલી પરોઢનું સરકી ગયેલું સ્વપ્ન. કોણ કહેશે કે આજથી સોને પાંચ વર્ષ પહેલાં લખાયું હતું આ કાવ્ય !

સરસતી વરદાન દે તો અજાણ્યેજાણ્યે ક્યારેક આવું રચાઈ જાય.

માણસને ક્યારેક એવો હરખ થાય કે આંખે ઝળઝળિયાં બાઝે. એટલે આ મંદાક્રાંતાનો લય. રતિસુખની પરાકાષ્ઠાએ બાષ્પસંપૃક્ત નાસિકા અને ઝાકળઘેરી આંખ કોની નથી હોતી ? એટલે ઝાકળ ઝાંખો Landscape. તર્કમલિન વાસ્તવિકતા ધૂસરધુમ્મસમાં અંઘોળ કરીને નરવી કુંવારપ પામી શૃંગારરંગમાં ચિતરાઈ હોય એમ. પરાશર સત્યવતીની કથા સાંભરે. ધુમ્મસના આવરણમાં કૃષ્ણદ્વૈપાયનને અંકુરિત કરી પુનઃકૌમાર્ય પ્રાપ્ત કરતી સત્યવતી. નદીસ્નાત સનાતન કુમારી Artemis. સાથે જ સાંભરે Aphrodite, છીપમાંથી પ્રકટતા મોતી જેવી, સમુદ્રફેન પર તરતી આવતી. આ અનવદ્ય સદ્યતા જે કાવ્યમાં પ્રતીત થાય તે સદૈવ કાલાતીત સાંપ્રતને પામે. બ.ક.ઠા.ને નક્કી જ વરદાન મળ્યું હશે. સાવ તરુણવયમાં વીસીનો ઉંબરો ય ઓળંગ્યા પહેલાં આ કવિતા રચાઈ.

કેટકેટલાં પ્રકટ-અપ્રકટ રતિકલ્પનો આ કાવ્યમાં છે ! દ્રુમોની વચ્ચેથી વહેતી નદી, ઊછળતા ઘોડા જેવી તો ય શાંત એટલે રેવા. રમતિયાળ આનંદ દેતી એટલે નર્મદા. સ્તનધડક. તલની જેમ પડતી ઊપડતી નાવ કુસુમ વસનોમાં લપાવા જતી અનાવૃત જ્યોત્સના Selene the white Godess. પોચા કમળની પાંદડીઓમાં પુરાયેલો ભમરો. ડોલતી ગતિ. એ પર સજાતા બીનના તાર. અને પરાકાષ્ઠાએ પહોંચતા હિમમોતીની જેમ છાની અને અનાયાસ નીતરતી નીગળતી બાની. હજી તો Freudian રતિપ્રતીકો, Eros આગમન, libidal rimagesનો આવિષ્કાર થાય એ પહેલાં જ આ મુગ્ધ કવિએ તો તેમનો વૈશ્વિક વિસ્તાર કરી દીધો. છેલ્લી ચાર પંક્તિમાં નર્મદા વ્હેણથી રજની ઉર સુધી, વાદળી ફેનથી સ્વર્ગંગાની રજત સુધીની વ્યાપ્તિ અંતે હિમમોતીમાં સંહતિ પામે છે. ગતિ, વ્યાપ્તિ અને સંહતિનો કવિ આ ગુજરાતી બાનીનો.

આ કવિતામાં બંધાતા છંદના આકારો, દીર્ઘપ્લુત થતા સ્વરોના વિસ્તારો, યતિભંગથી ય રચાતાં સૌંદર્યસ્થાનો, આરોહ-અવરોહના લયહિંદોલ વિશે ઘણું લખાઈ ચૂક્યું છે. કંઈ કેટલાય

એતદ્

દાયકાઓથી વારંવાર રસિકોએ, પંડિતોએ, શિક્ષકોએ, જીવનમાંથી કવિતા ખોવાઈ જાય એ પહેલાંની તરુણ વયનાં વિદ્યાર્થીઓએ આનંદ આનંદ આનંદ અનુભવ્યો છે અને મુખરિત અભિવ્યક્ત કર્યો છે. સાથે જ સાંભરી આવે છે બળવંતરાયના મિત્ર મણિશંકરની કવિતા 'ઉપહાર.' રતિમત્ત રાતની કવિતાની સાથે ઊઘડતા પ્રભાતની કવિતા. 'કર્યો તારી સાથે પ્રિયતમ સખે સૌમ્યવયનાં સ્હવારોને જોતો...! 'ભણકારા'ના મંદાક્રાંતાના સત્તર અક્ષરનો સાથી શિખરિણી. સત્તરનું Teenageનું મૌગ્ધ્ય ! અને મન થઈ જાય છે બેઉ કવિને - બે કવિની ગતિને સાથે સાથે જોવાનું. અલ્પયુવાન કાન્ત જે રસશિખરે પહોંચ્યા ત્યાં લથડી ગબડી પડતા દીર્ઘાયુ સેહેની ન પહોંચી શક્યા. વરદાનમાં મળેલી કવિતાની વ્યાખ્યાને કોઈ અપશુકનવતી ક્ષણે તેમણે વ્યસ્ત કરી દીધી. ઊર્મિને ત્યજી વિચારની જ મહત્તા સ્થાપવાનો દુરાગ્રહ નડ્યો. કવિતામાં Contentને પ્રાધાન્ય આપવાની ભ્રાંતિમાં પોતાને જ હાથે પોતાને ભાંગી નાંખ્યા. અંતે રહી ગઈ કુવડતા, પદ્યને સ્થાને અસહ્ય ગદ્યાળુતા, શિસ્તહીનતા, મરડાઈને ચીસ પાડી ઊઠતાં જોડણી અને વ્યાકરણ, તત્કાલીન પ્રસંગોનો વ્યામોહ, કવિ હોવાનું જબરું અભિમાન હોવા છતાં કવિતામાં કરેલી અનાથ કાતર વ્યક્તિપ્રશસ્તિઓ, કાકલૂદીઓ, દાયકાના દાયકાઓ પછીય રહેલા ગોબરા છંદ, સંગીતહીન શબ્દો, કજોડ્યા સમાસો, તત્સમ તદ્ભવ તળપદા ફારસી અરબી અંગ્રેજી શબ્દોના કશીય ગોઠવણીનો પ્રયત્ન કર્યા વિનાના ખડકલા. અને તોય ક્યારેક કુસુમથી ય મૃદુહૃદય સરસ્વતીનાં મળેલાં કરુણાવરદાન.

શું કારણ હશે ?

વિભાજિત વ્યક્તિત્વ ? ઉપનામનો આગ્રહ (આ લેખકે પણ સાવ કુમારવયમાં ઉપનામ રાખેલું. પણ કોઈ એક સવારે પહેલવેલા વાપરેલા અસ્ત્રાથી દાઢીના વાળની સાથોસાથ છોલી-મૂંડી ફેંકી દીધું.) ગુજરાતી હોવાથી અતિરિક્ત ઉત્તર હિંદના બ્રહ્મક્ષત્રિય હોવાની પોતાની ઓળખ દૃઢપણે સ્થાપવાની હોંશ. સેહેની કવિને સેનાની થવાનો મોહ ! બળવંતરાયના 'બ'ની ઉપરનીચે ફૂલની ફૂદડીઓ ચીતરવાનો શોખ. તરુણવયમાં અન્ય સાથે સ્વની તુલના કરવાની વૃત્તિ. મોહનદાસ કરમચંદ ગાંધી નામનો સહાધ્યાયી વિદેશ ગયો ત્યારે એની કિશોરસહજ ઠઠ્ઠા અને ગાંધીજી માટે કેડથી વાંકા વળીને ઉત્તર વયમાં વારંવાર કરેલો અસ્વાભાવિક આદર. ૧૯૫૨ લગી જીવ્યા પણ અઢારમી ઓગણીસમી સદીના અંગ્રેજી સાહિત્યકારો સિવાય અન્ય ભાષાના કે વીસમી સદીમાં મુખરિત અનેકવિધ આધુનિકતાના અલ્પ ઉલ્લેખો દુરારાધ્યતાને ઓઠે કુંઠાગ્રસ્ત રસગ્રાહ્યતા. બકઠાને ઘણી રીતે સમજવાના પ્રયત્ન કરી શકાય.

પણ એ બધું જ પડતું મૂકીને ફરી ફરી ભણકારા વધામણી જૂનું પિયેરઘર કે તમાકુનો કેફ કેમ ન કરતાં રહીએ ? કવિ કરતાં કવિનો શબ્દ જ ચિરંતન. કવિતા જ મોટી.

# શરીફા વીજળીવાળા

## 'રિક્તરાગ' : વસ્તુથી કલાઘાટ સુધીની પ્રક્રિયા

(નવલકથા ભણાવતા અધ્યાપકને પોતે ભણતો હોય ત્યારથી જ અમુક પ્રશ્નો જડબેસલાક રીતે મગજમાં બેસી ગયા હોય છે. દા.ત.

પાત્રાલેખન કરો.

વસ્તુસંકલનાની વિગતે વાત કરો.

વિષયવસ્તુનું સવિસ્તર વર્ણન કરો.

પણ જો 'રિક્તરાગ' જેવી નવલકથા અભ્યાસક્રમમાં પસંદ થાય તો આ બધા પ્રશ્નોનું શું ? અહીં 'રિક્તરાગ'ના સંદર્ભે વસ્તુથી કલાઘાટ સુધીની પ્રક્રિયા તપાસતી વખતે અધ્યાપનની મુશ્કેલીઓને નજર સામે રાખીને વાત કરી છે. વક્તવ્ય પછી થયેલી ચર્ચાઓને પણ આ લેખમાં સમાવી લીધી છે.)

'કરણઘેલો'થી આરંભાયેલ ગુજરાતી નવલકથાએ 'સરસ્વતીચંદ્ર' દ્વારા હરણફાળ ભરી. મુનશી દ્વારા લોકપ્રિય બનતી નવલકથાને પન્નાલાલ પટેલની કોઠાસૂઝ કળાત્મકતા બક્ષે છે. ૧૯૫૫ સુધીમાં ર. વ. દેસાઈ, ચુનીલાલ મડિયા, પન્નાલાલ પટેલ, ઈશ્વર પેટલીકર વગેરે પોતાનું ઉત્તમ સર્જી ચૂક્યા હતા. ખર્ચાઈ ચૂકેલી સર્જકતા હવે બીબાંઢાળ નવલકથાનો ફાલ ઉતારી રહી હતી. ત્યારે સુરેશ જોષી નવલકથાના નાભિશ્વાસ અંગે ફરિયાદ કરે છે. આ ફરિયાદ ખાસ ગુજરાતી નવલકથાક્ષેત્રે પ્રવર્તેલ સ્થગિતતા સામે હતી એ નોંધવું જોઈએ. આ તબક્કે ગુજરાતી નવલકથા બે માર્ગે ફંટાય છે. ચંદ્રકાંત બક્ષી, વીનેશ અંતાણી, મધુ રાય વગેરે લેખકોએ નવલકથામાં પરંપરાગત લક્ષણો જાળવી રાખી આધુનિક સંવેદનનું નિરૂપણ કર્યું. આ નવલકથાકારો સાહિત્યિક નવલકથાને પણ લોકભોગ્ય બનાવી શક્યા. જ્યારે બીજા પ્રવાહના સર્જકોએ પરંપરાથી છેડો ફાડી નવલકથાને શુદ્ધ સ્વરૂપ બનાવવાના અશક્ય આદર્શ તરફ ડગ માંડ્યાં. જેને આપણે પરંપરાગત નવલકથા તરીકે ઓળખાવતા હતા એવું કશું જ તેમાં ન રહ્યું. હવે પરંપરાગત વસ્તુસંકલના, પાત્ર નિરૂપણ, ઘટના વગેરેનો છેદ ઉડાડી આકારની આરાધના શરૂ થઈ. સર્જક સામાજિક સંદર્ભ ઓગાળી મૂલ્યનિરપેક્ષતાની વાતો કરતો થયો. પોતે અમુક વિશિષ્ટ વર્ગ માટે જ લખે છે એવી આત્મરતિમાં રાચતો થયો. કિશોર જાદવ આ બીજા પ્રવાહના નવલકથાકાર છે. રચનારીતિ પરત્વે વધુ પડતી સજાગ બની ગયેલી આપણી આ બીજા પ્રવાહની નવલકથાના વાચકોની સંખ્યા આંગળીના વેઢે ગણી શકાય એટલી રહી ગઈ. આપણે જ્હોન વેઈનનું આ અવતરણ આપણા બીજા પ્રવાહની નવલકથાઓ માટે વાપરી શકીએ. 'કવિઓના કરતાં નવલકથાકારોનો મૃત્યુદર ઊંચો છે, તેનું

એતદ્

કારણ કદાચ એ કે નવલકથાનું સ્વરૂપ એટલું સૂક્ષ્મ(વાયવ્ય) બન્યું છે કે માનવીને તેમાંથી કોઈ ચોક્કસ આલંબન મળતું નથી. કવિની જેમ નવલકથાકાર બનવું એ હવે વ્યવસાય રહ્યો નથી.' સૌથી વધુ ખેડાતો આ સાહિત્યકાર લોકપ્રિયતાને રવાડે ચડી હાથે કરીને હળવો બન્યો છે તો પ્રયોગોના રવાડે ચડી વાચકવિમુખ બન્યો છે.

આમ પણ નવલકથા સાહિત્યપ્રકાર તરીકે હંમેશા વિવાદાસ્પદ રહી છે. તે શુદ્ધ પ્રકાર કે અશુદ્ધ? તેને વ્યાખ્યાયિત કરી શકાય? એક જ શીર્ષક હેઠળ આપણે 'કરણઘેલો'; 'સરસ્વતીચંદ્ર'થી માંડીને 'કામિની', 'ફેરો', 'મરણોત્તર', 'નિશાચક્ર', 'અસ્તી' વગેરેને સમાવતા આવ્યા છીએ. કથનરીતિ અને રચનારીતિના પ્રયોગો આ સ્વરૂપ પર થતા જ રહ્યા છે. નવલકથાના ઉદ્ભવ અને વિકાસને જો ધ્યાનમાં રાખીએ તો આ સ્વરૂપમાં પહેલેથી જ માનવ અને સમાજ સાથેના-વચ્ચેના સંબંધોની વાત આવતી રહી છે. નવલકથામાંથી માનવીય સંદર્ભ સંપૂર્ણપણે દૂર થઈ જ ન શકે. કલીન્થ બ્રૂક્સ કહે છે કે કથાસાહિત્ય આખરે તો માનવીય અનુભૂતિના સાચા દર્શનમાંથી પ્રગટે છે. આપણે જે સામાજિક, સાંસ્કૃતિક પરિવેશમાં જીવતા હોઈએ તેનાથી પર રહીને નવલકથા રચી શકાતી નથી. Life of course is the basic raw material of all art, but no artist is so close to his raw material as the novelist. (એલિઝાબેથ ડ્રૂ - The novel & A modern Guide to fiften English masterpieces, 13) નવલકથા સૌથી વધુ વંચાતો સાહિત્યપ્રકાર તેમાં રહેલા માનવીય સંદર્ભ અને કથારસને કારણે જ છે. 'રિક્તરાગ'ના સર્જક કિશોર જાદવ પણ કથાસાહિત્યને સામાજિક સંદર્ભ વગર ન ચાલે એવું તો કબૂલે છે. 'વ્યક્તિ સમાજના સંદર્ભનો છેદ ઉડાવીને સર્જક શૂન્યાવકાશમાં કદાપિ સર્જન કરી શકે નહીં. આધુનિકતાવાદીઓ એવા વ્યાયામમાં રાચતા હોવાનું મંતવ્ય આપણી અલ્પબુદ્ધિનું દ્યોતક છે. ('આતશ'-પ્રસ્તાવના) માનો કે આવા આછાપાતળા કથારસ અને જીવન અને કથા સાથેના - ભલેને પછી બાદરાયણ - સંબંધની અપેક્ષા સાથે ભાવક 'રિક્તરાગ' પાસે જાય તો તેનું શું થાય? આ પ્રશ્નને નજર સામે રાખીને આપણે આ નવલકથાની ચર્ચા કરીશું. 'રિક્તરાગ', સંદર્ભે પ્રશ્ન થશે કે કયા પ્રકારના જીવનને કિશોર જાદવ કાચી સામગ્રીરૂપે સ્વીકારે છે? એનાં મુખ્યપાત્રો કયા પ્રકારની મૂળભૂત કટોકટી અનુભવી રહ્યા છે? જે સમાજ, જે વ્યક્તિ તેમને અભિપ્રેત છે તે ક્યાં? આપણે રોબર્ટ શોલ્સની સલાહ માનીને પાત્રોને વાસ્તવિક ન માનીએ. પણ કલીન્થ બ્રૂક્સ તો કહે છે કે કથાસાહિત્યનું દરેક પાત્ર આપણને મળતું આવતું હોવું જોઈએ. એટલે કે પાત્રો માણસ જેવાં હોવા જોઈએ. (અન્ડરસ્ટેન્ડિંગ ફિકશન-૧૬૮) વાસ્તવવાદીથી માંડીને ફેન્ટસી અને એબ્સર્ડથી માંડીને અનુઆધુનિક નવલકથાનો માનવ કોઈક રીતે તો આપણી સાથે સાદૃશ્ય ધરાવતો માનવી જ હોય છે. પણ કિશોર જાદવની કથાસૃષ્ટિમાં આવું સાદૃશ્ય શોધી શકાય છે ખરું? હવે આને જ વિશિષ્ટતા માનવામાં આવે તો પછી દલીલ કરવાનો અર્થ નથી.

૧૯૭૯માં પ્રથમ નવલકથા 'નિશાચક્ર' લખ્યા પછી બરાબર દસ વર્ષે આ સર્જક 'રિક્તરાગ' (૧૯૮૯) લખે છે. ટેક્નિકને જ સર્વેસર્વા માનતા કિશોર જાદવ આપણા દુર્બોધ વાર્તાકાર- નવલકથાકાર છે. વિવેચકોના માનીતા આ સર્જકને વાચકોએ ક્યારેય સ્વીકાર્યા નથી. દરેક સર્જકને પોતાની આગવી કલાવિભાવના હોય. પણ એનો અર્થ એવો તો નથી કે તમે કૃતિને કૂટપ્રશ્ન બનાવી દો, એવો કૂટપ્રશ્ન જેનો ઉકેલ માત્ર પૂછનાર જ જાણે. બાકીના બે-ચાર જાણવાનો દાવો કર્યા કરે. કિશોર જાદવ ગુજરાતી ટૂંકી વાર્તાનું એવું પ્રસ્થાન છે જ્યાંથી વાર્તાએ પાછા વળવું જ પડે. કારણ કે એ ડેડ એન્ડ છે. ગુજરાતી વાર્તાએ તો પોતાની આગવી દિશા શોધી લીધી છે.

નવલકથામાં હજુ આ પ્રશ્ને ગંભીરરૂપ ધારણ નથી કર્યું એટલે એનો નિર્ણય ભાવિ કરશે.

ઈ. એમ. ફોર્સ્ટર જેવા પરંપરાવાદીઓએ નવલકથા અને વાર્તાતત્ત્વ વચ્ચે સંબંધ બાંધ્યો ત્યાર પછી તો ઘણો સમય વીતી ગયો છે. અને છતાં આ પ્રશ્ન આધુનિક અનુઆધુનિક વાર્તાકારોને મૂઝવતો આવ્યો છે. જો કે વાર્તાતત્ત્વ આવી જાય એટલે વાત પૂરી નથી થઈ જતી. પછી શું થયું ? ના જવાબરૂપે કાર્યકારણના સંબંધે ઘટનાઓ ગોઠવાતી જાય છે, પાત્રોની ગતિવિધિથી કથા વેગ પકડે છે. પ્રશ્નો ઊભા થાય છે, સંઘર્ષ પરાકાષ્ઠાએ પહોંચે છે અને અંતે પ્રશ્નોના ઉકેલ સાથે સમતોલનની અવસ્થા પ્રાપ્ત થાય છે. પછી ? પૂછવાથી વાર્તા મળે. કેમ ? પૂછવાથી વસ્તુસંકલના. વાર્તા માટે કુતૂહલવૃત્તિ પૂરતી થઈ પડે. પણ વસ્તુસંકલનાને પામવા બુદ્ધિ અને યાદશક્તિ બંનેની જરૂર પડે. નવલકથામાં રજૂ થતી ક્રિયાઓના માળખાને, સંરચનાને વસ્તુસંકલના કહે છે. પણ આ ક્રિયાઓ યથાતથ સ્વરૂપે નવલકથામાં સામેલ ન થઈ શકે. આ ક્રિયાઓ, ઘટનાઓ પર વાર્તાકારે કોઈ પ્રકારના સંસ્કાર કરવા પડે. સર્જક પોતાના સત્યને શોધવા સ્થૂળ વાસ્તવને કળાવાસ્તવમાં રૂપાંતરિત કરે છે. હર્ષદ ત્રિવેદી 'માસનેય' નોંધે છે તેમ 'સામાન્ય માનવીની જેમ સ્થૂળ ભૂમિકાએ બનેલી ઘટનાની બીજાને માત્ર માહિતી આપવાની હોત તો કલાકારે પોતાની શક્તિ દ્વારા સ્થૂળથી ભિન્ન એવી નૂતન ઘટના, સંકલના ઉપજાવી ન હોત. એનો આશય અમૂર્ત સત્યને મૂર્ત અને અનન્ય રૂપરચનાને રૂપે સિદ્ધ કરવાનો હોય છે.' (તાદર્થ્ય નવે. ૧૯૯૨) પણ 'રિક્તરાગ'ના સંદર્ભે એકાદ-બે સબળ પ્રતીક દ્વારા વ્યંજના સ્તરે જે વ્યક્ત થયું તેને બાદ કરતાં બાકીનું બધું એમ જ કાચી સામગ્રીરૂપે આવતું હોય એવું નથી લાગતું ? 'રિક્તરાગ'ને પામતા નાયકને કોઈ વેદના ઘેરી વળતી હોય એવું લાગે છે ? એના જીવનનો આ મૂળભૂત પ્રશ્ન હોય એવું પણ એના વર્તન પરથી ફલિત નહીં થાય.

અત્યારસુધી વસ્તુસંકલના તનાવ અને નિર્ધાર પર આધારિત હતી. પાત્રો પોતાના જીવનમાં કશીક તાણ અનુભવે, સાથે સાથે કશીક પસંદગીનો નિર્ધાર કરે. ચૈતસિક સ્તરે ચાલતા ઘટનાપ્રપંચમાં વસ્તુસંકલના રેખાયિત ન રહી. એક પ્રકારની અતંત્રતા પ્રવેશે છે. પણ દેખીતી અતંત્ર લાગતી વસ્તુસંકલનામાં પણ કોઈ ને કોઈ પ્રકારનું તંત્ર તો હોય જ. 'રિક્તરાગ'ના નાયકના જીવનમાં તનાવ છે પણ તે પસંદગી કરી શકે એવી સબળ નિર્ણયશક્તિ ધરાવતો નથી. એટલે જ એના જીવનમાંથી કામ્ય સરકી જાય છે. અહીં તનાવ અને પસંદગીનું સંતુલન સ્થપાતું નથી. અહીં જે કંઈ સામગ્રી છે તેમાંથી કોઈ પ્રકારની ભાત ઊભી જ નથી થતી. આપણને જ્યાં ઘટના, ભાષા વડે ઊભો થતો Chaos દેખાય છે ત્યાં આપણા વિવેચકો Cosmosનાં દર્શન કરે છે !

નવલકથાને માત્ર વાર્તાથી ન ચાલે. તે હંમેશા કશાક વિશે હોય. આપણે ઘણીવાર વિષય (Subject) અને સામગ્રી (Content)ને ગૂંચવી મારીએ છીએ. સર્જનપૂર્વે જે કાચો માલ છે તે સામગ્રી છે. લેખકના ચિત્તમાં કલાકીય રૂપાંતરણ પામ્યા પછી તેમાંથી વિષય નિપજે છે. વિષ્ણુપ્રસાદ ત્રિવેદી વિષય માટે 'ઉપેય' શબ્દ પ્રયોજે છે. આ વિષય-ઉપેય-થીમ જ લેખકનાં લખાણનું આરંભબિંદુ છે. થીમ સાંપડ્યા પછી જ લેખક કલમ માંડે છે. જોકે કથાસાહિત્યમાં 'થીમ' શબ્દ હંમેશા શિથિલ અર્થમાં વપરાતો આવ્યો છે. આપણે આ વાર્તાની થીમ શું છે એવો પ્રશ્ન પૂછીને જવાબરૂપે આદર્શ કે બોધ તારવતા રહ્યા છીએ. 'To Produce a mighty book, You must choose a mighty theme¥ જેવાં વાક્યો રટતા આવ્યા છીએ. વાર્તા-નવલકથા કયા વિષય સાથે સંકળાયેલી છે એટલી જ વાતમાં થીમની વાત સમાઈ જતી નથી. હકીકતે કૃતિની જીવંત એકતા માટે થીમ તેની સંરચનાગત અનિવાર્યતા છે. ક્લીન્થ બ્રૂક્સ થીમ સંદર્ભે કહે છે, 'થીમ

એતદ્

વાર્તાનું સત્ત્વ છે, હાર્દ છે, વ્યક્તિ અને બનાવોનું અર્થઘટન છે, સમગ્ર વાર્તામાં આકારિત થયેલા જીવનનો સર્વવ્યાપી અને સંવાદી દૃષ્ટિકોણ છે.' સર્જકનો સમગ્ર પ્રપંચ કૃતિના વિષયને સિદ્ધ કરવા માટેનો હોય છે. આ વિષયને-વસ્તુને આકાર સુધી પહોંચાડવાની પ્રક્રિયા-વસ્તુથી કલાઘાટ સુધીની પ્રક્રિયા - એ જ છે રૂપનિર્મિતિની પ્રક્રિયા. આ પ્રક્રિયા દરમિયાન સામગ્રીએ ઓગળીને વિષય બનવાનું છે. પાત્રોએ જીવનને માધ્યમ બનાવી, ભાષાને વાહન બનાવી સ્થળ કાળ, વાતાવરણનાં ઉપકરણો દ્વારા આકાર ઘડવાનો છે. દરેક ઘટકતત્ત્વના સંયોજન દ્વારા સામગ્રીનું કલાકીય રૂપાંતર થઈ એક આકાર સર્જાય ત્યારે થીમ ઉદ્ભવે. આ થીમ નવલકથાના ઘટકતત્ત્વોનું સંયોજન પણ કરે છે અને નિયમન પણ કરે છે.

નવલકથાની તપાસ કરતી વખતે આટલા પ્રશ્નો પર ધ્યાન આપવું પડે. નવલકથાનું વિશ્વ, તેનાં પાત્રો કેવાક છે ? તે કયા સ્તરમાંથી આવે છે ? તેઓ કયા પ્રશ્નોનો સામનો કરે છે ? તેમના જીવનમાં ઊભી થયેલી કઈ કટોકટી કેન્દ્રમાં છે ? આ પાત્રોમાં પરિવર્તન આવે છે ખરું ? તે પરિવર્તન સાથે પાત્રોનાં પરિમાણ બદલાય છે ? પરિવર્તન સ્વીકાર્ય બને છે ખરું ? પાત્રોનાં કાર્યો નવલકથાને વિકસાવે છે ખરાં ? વસ્તુસંકલના, તેમાં આવતાં પુનરાવર્તનો, અંત ... બધું તાર્કિક છે ખરું ? કથનકેન્દ્રના સંદર્ભે ભાષા અને પાત્રનિરૂપણ પ્રતીતિકર બને છે ? વગેરે પ્રશ્નોની ચર્ચા થાય એટલે આપોઆપ જ થીમની ચર્ચા થઈ જાય. કારણ કે આંગળી મૂકીને આ જ થીમ કહેવાય અને આ રહી થીમની ચર્ચા એ કહેવું લગભગ અશક્ય છે.

આપણી પરંપરાગત નવલકથા સામાજિક થીમ સ્વીકારી કુટુંબ, સમાજના પ્રશ્નો ચર્ચતી રહી. પ્રજાજીવનના મંથનો અને આદર્શોના આલેખન કરતી રહી. આઝાદી પછી નવલકથા બાહ્યજગતના મુકાબલે આંતરજગતના પ્રશ્નો નિરૂપવા તરફ વળી. સામાજિક, પ્રાદેશિક ચેતનાનું સ્થાન હવે વૈશ્વિક ચેતનાએ લીધું. ઘટના તિરોધાનના માર્ગે વળેલી નવલકથાએ શુદ્ધકળા બનવાના મોહમાં ઘણું ગાળીચાળી નાખ્યું. તો પણ નવલકથા સામે સૌથી વધુ ઊહાપોહ જગાવનારા સુરેશ જોષીની નવલકથામાં થીમ શું છે એ તો કહી જ શકાય છે. કિશોર જાદવ તેમની બંને નવલકથામાં થીમસંદર્ભે વાચકને પડકારે છે. (તેમની છેલ્લી નવલકથા 'આતશ'નાં પ્રકરણોને સ્વતંત્ર વાર્તા તરીકે વિવિધ સામયિકોમાં પ્રગટ કરી તેમણે સ્વરૂપ સામે પણ પ્રશ્નો ઊભા કર્યા છે). 'નિશાચક'ની જેમ જ 'રિક્તરાગ'માં પણ થીમ શોધવા મહેનત કરવી પડશે. પ્રયત્નો પછી બે ભાવક બે થીમ શોધીને લાવે તો નવાઈ ન પામવી. પણ અધ્યાપકે તો ભણાવતી વખતે એક થીમ સ્વીકારવો જ પડે. એ કંઈ સ્ટેન્લી ફીશની જેમ ન કહી શકે કે જેટલા વિદ્યાર્થી એટલા થીમ. આમ જોઈએ તો ફીશનું આ વિધાન - જેટલા શ્રોતા એટલી Text 'એક જાતની છટકબારી જ છે. કારણ વાચક તો Text સાથે જ કામ પાડવાનો છે. Welfgang Iser કહે છે, 'Aesthetic response is therefore to be analyzed in terms of a dialectic relationship between text, reader and their interaction.¥ (Act of Reading) કૃતિને મૂલવવાનો કોઈ એક પાયો તો હોવો જ જોઈએ. Text આવો પાયો છે. મેસન અને પટવર્ધન કહે છે. સંસ્કૃત અલંકારશાસ્ત્રની વિશિષ્ટતા વિવેચનને વસ્તુલક્ષી માનવામાં રહી છે. આવી વસ્તુલક્ષિતાને કારણે વિવેચન વ્યાપાર પણ સંક્રમણશીલ બની શકે છે. વિવેચન વ્યાપાર શક્ય પણ તેના લીધે જ બને છે. એટલે એક જ કૃતિ માટે આનંદવર્ધન અને મમ્મટનાં વિધાનો સાવ વિરોધાભાસી નહીં હોય. પણ આપણે તો કૃતિને આત્મલક્ષી રીતે તપાસતા થયા. પરિણામે ભિન્ન ભિન્ન અર્થઘટનોએ Overreading અને Underreadingના પ્રશ્નો ઊભા કર્યાં. એટલે એકબાજુ ભ્રામક સરળતા ધરાવતી 'રિક્તરાગ'ને

ભાવક તેના પોર્નોગ્રાફીક ફિલ્મ જેવાં દૃશ્યોની મજા માણી ખૂણામાં હડસેલી શકે. તો બીજી બાજુ આપણા વિદ્વાન વિવેચકો એમાંથી ખેંચી ખેંચીને નવીન અર્થો પ્રગટાવતા રહે. અહીં ભાવયિત્રી પ્રતિભાને પડકાર છે એવું કહેતા રહે. પણ કયો પડકાર છે? કથાતંતુ ભાવક મેળવે, અર્થ પણ એ જ આરોપિત કરે? આપણે 'Every Novel should have a main theme that can be stated in ten words.¥ એવા Arnold Bennettના વિધાનને બાજુ પર મૂકીએ. ભલે નવલકથામાં સળંગસૂત્રતા ન હોય, તોય સૂક્ષ્મતંતુરૂપે પણ થીમ તો હોય જ. વળી નવલકથાનાં ઘટકતત્ત્વોના સાંમજસ્યથી થીમ આપોઆપ પ્રગટ થાય. એ કંઈ ખેંચી ખેંચીને કાઢવાની વસ્તુ નથી. થીમ તો કથાનું આરંભબિંદુ છે.' 'રિક્તરાગ'માં થીમ શું છે ? કિશોર જાદવ 'રિક્તરાગ'ની પ્રસ્તાવનામાં લખે છે. 'અનિષ્ટના બીજને જીવનમાં ફાલવા ફૂલવાને, કોળવા તેમજ વકરીને મોટું રાક્ષસીવૃક્ષ બનવા પૂરતો સમયગાળો જોઈએ.... અહીં બધાં અંતિમો, આત્યંતિક ભૂમિકાઓ પર રહીને એ અનિષ્ટને જોવા તપાસવાનો મારો કળાઉદ્યમ રહ્યો છે. કશી છોછ વિના. સર્વ આળપંપાળ, થાબડથૂબડ યા વ્યવધાનો વિના. નરી આંખે સ્વપ્ન, દિવાસ્વપ્ન, ભ્રાંતિઓ યા પરિચિત વાસ્તવ ઇ.નાં સઘળાં રૂપોને એકમેકમાં કાલવી નાંખીને. તેમની તમામ ભેદરેખાઓને ઓગાળી દઈને. જેથી મનુષ્યચેતનાનું એક અનન્યરૂપ પ્રગટવા પામે.' સુમન શાહને આપેલી મુલાકાતમાં કહે છે. 'નિશાચક'માં પ્રેમ અને પશુતાને સાથે મૂકીને જોયા છે. જ્યારે 'રિક્તરાગ'માં પ્રેમ અને રિક્તતાની સહોપસ્થિતિ છે. કથાપાત્ર સૌન્દર્યરાગી, સ્ત્રીચાહના વચ્ચે જીવવાં છતાં ઝૂરાપો અનુભવતા ને એમ કશું જ ન પામી શકતા, સ્વયંને પામવાના નિતાંત વલખાટમાં ખોવાઈ-રોળાઈ ટોળાઈ જતા જીવનું દારુણ ચિત્ર ત્યાં ઉપસાવવાનો ઉપક્રમ છે. સામેના છેડે છે કદર્યતા' (સન્ધાન 1986-87, 255)

પણ ખરેખર સર્જકને અભિપ્રેત થીમ પ્રગટે છે ખરી? કયું અનિષ્ટ? સ્પષ્ટ શબ્દોમાં કહેવાયા છતાં નાયકની કોઈ રિક્તતા ભાવક અનુભવી શકે છે ખરો? જો કલાકૃતિ પોતે કંઈ જ પ્રગટ ન કરે અને બધું ભાવકે જ આરોપિત કરવાનું હોય તો કૃતિનું મહત્ત્વ શું? ભાવકે સર્જક સુધી પહોંચવાનું છે એવું કહી બચાવ કરનારા બે-પાંચને આપણે એક પ્રશ્ન પૂછી શકીએ. સર્જક-વિવેચક જો પોતાના પક્ષે કોઈ જ જવાબદારી સ્વીકારવા તૈયાર ન હોય તો ભાવક આવી કૃતિ પાસે જાય જ શા માટે? અને આ બધા બચાવ કરનારાઓને થીમ અમૂર્ત ન હોઈ શકે એવું થોડું કહેવું પડે?

આમ તો આ નવલકથામાં 'પછી ?' પૂછવાનું મન થાય એવી વાર્તા નથી. જાડા વાસ્તવ સાથે લેખકે જાડી રીતે જ કામ પાડ્યું છે. એમની Narrative ability એમની ત્રણેય નવલકથામાં નબળી જ રહી છે. પથ્થરની ખાણની પાર્શ્વભૂમાં કથા ઊઘડે છે. કથાનાયક તેના કોઈ સગાની લાગવગથી ખાણમાં દેખરેખ રાખવા માટે નિમાયો છે. તેના આગમન નિમિત્તે યોજાતા એક મેળાવડામાં નૃત્ય કરતી રમણીઓની મધ્યમાં એક નમણી, થનગનતી યુવતી પર તેની નજર ઠરે છે. નાયકનો અનુચર અનુંગ્બા એ સૌન્દર્યમંડિત દેહવાળી સુંદરીની ઓળખ 'લોયન્લા' તરીકે કરાવે છે. આ લોયન્લાને કારણે અનુંગ્બા મરાય છે. પછી કથામાંથી લોયન્લા અદૃશ્ય થઈ જાય છે. અને છેક આઠમા પ્રકરણમાં ફરી દેખા દે છે. આપણે લોયન્લાના અદૃશ્ય થવા અને પછી અચાનક પ્રગટ થવા અંગે પ્રશ્ન નહીં પૂછીએ. પણ જે અનુંગ્બાનું નાયકે આટલું ઇન્દ્રિયગોચર સ્તરે વર્ણન કર્યું હોય, તેમની વચ્ચે નિકટતા કેળવાયાનું કબૂલ કર્યું હોય તેને પીટાતો જોઈ નાયક આટલો ઉદાસીન કેમ રહ્યો એવો પ્રશ્ન તો જરૂર પૂછીશું.

ચોગરદમથી ઘેરાયેલા પહાડો વચ્ચે બળબળતા તાપમાં, હવાનો સંચાર પણ ન હોય એવા

વાતાવરણમાં ન સમજાય એવા બંધિયારપણાનો, ભીંસનો અનુભવ કરતા નાયકના જીવનમાં અકોલાનું આગમન વધુ તાણ ઊભી કરે છે. અચાનક જ એના ઘરે જઈ ચઢતો નાયક (શા માટે ? એવા પ્રશ્નો ક્યાંય નહીં પૂછવાના. કારણ ભાવક માટે ઘણું બધું ઉકેલવાનું છોડી દેવાનો આ સર્જક દાવો કરે છે.) શ્વાસોચ્છ્વાસ અથડાય એટલો નજીક પહોંચીને ભાગી છૂટે છે. ઘરે પહોંચી જાત પાસે કબૂલે પણ છે. 'પણ એ બાઈથી હું જરા પણ આકર્ષાયો નહોતો' (૨૨) તેની સાથેના પ્રથમ સમાગમ વખતે ઇન્દ્રિયજનિત શૂન્યાવકાશ અનુભવતો નાયક વળી એકવાર કબૂલે છે. 'જોકે હું એને ઘરમૂળથી ચાહતો નહોતો' (૬૪), 'ખરેખર તો મારે કશું જ કરવાનું નહોતું એટલે તેની જોડે આમ ગેલગમ્મતમાં હું આડોઅવળો સમય વિતાવતો હતો. (૧૪૨) આવું આવું કબૂલતો નાયક આત્મવંચના નથી કરતો ને સાચું જ બોલે છે એની પ્રતીતિ ભાવકને થાય છે પણ સાથે સાથે તે આ કળણમાંથી બહાર આવી શકે એમ નથી એવી તેની નબળાઈથી પણ વાચક વાકેફ છે. દારૂનું પીઠું ચલાવતી અકોલાનો પરિવેશ પણ તેની જેવો જ જુગુપ્સક છે. ડુક્કરોની ધમાચકડી અને દુર્ગંધ વચ્ચે જીવતી અકોલાને આપણે કદાચ લેખકને અભિપ્રેત અનિષ્ટનું પ્રતીક માની શકીએ. તેની જાળમાં ફસાતો નાયક પોતાની કામ્યાથી દૂર હડસેલાઈ જાય છે, લોયન્લાને પણ ગુમાવી બેસે છે. નાયકનું સંવેદનાજગત અને વિચારજગત પથ્થરની ખાણમાં રહીને પણ હજુ જડ નથી થઈ ગયું. પણ અકોલાને તો પુરુષશરીર સિવાય કોઈ આડીતેડી અપેક્ષા નથી. વિચારવાનો રોગ તેણે કેળવ્યો જ નથી. તેના પુરુષોની યાદી લાંબી છે. અકોલાના શરીરને સંભોગી શકતો નાયક તેની સાથે ચિત્તતંત્રનો કોઈ તાર જોડી શકતો નથી. એટલે આ સંબંધ માત્ર વાસનાના બંધને બંધાયેલ પશુવત સંબંધ બની રહે છે. અકોલા એમાં રાચી શકે છે. નાયક ઘડી બે ઘડી બધું બાજુ પર મૂકી શરાબ અને સંભોગમાં વિચારશક્તિને હણી નાખવા હવાતિયાં મારે છે. પણ તેનાથી એવું થઈ શકતું નથી. મેજર મલ્કાની તેને કહે છે તેમ, 'આ બધી છાકમછોળ પેલા મોતના ખ્યાલનું આસ્તે મારણ કરી નાખે. તેને બુઠ્ઠો બનાવી દે.' (૪૫) પણ નાયક આવી છાકમછોળમાં ડૂબવા છતાં ડૂબી શકે એમ નથી. તેની દ્વિધા કંઈક આવી છે : 'હું તો પળેપળે જીવતો રહેવા માગું છું. એમ ઠેઠ લગી બધું તાંતોતાંત જાણવાની મને તાલાવેલી છે. સાર્થકતા જેવું કંઈ હોય તો મારી રીતે, મારે સિદ્ધ કરવું છે (૪૫) પણ મલ્કાની હંમેશા માથે તોળાતા મોતથી સભાન છે. આવી સાર્થકતા સિદ્ધ ન થાય એની પણ જાણે તેમને ખબર છે. એટલે જ નાયકના આવા વેવલા સંવેદનને એકીઝાટકે ઉડાવી દેતા તે કહે છે,' પેલો છેલ્લેવેલ્લો અકસ્માત બધી બાજી બગાડી મૂકે છે' લ્યા. તેને નિરર્થક કરી નાખે છે. એટલે તો આ બધી ભ્રમણાઓની જટાજાળ આપણે પેદા કરી. આપણી વાસનાઓનું જ એ બહુરૂપ છે, ભલા'દમી. ઈશ્કમાંય એવું કાં નથી બનતું ? જ્યાં પ્રણય થયો એમ માનો એ તો પથારીમાં ઘડીનો શરીરસંગ' (૪૫) (આટલાં બોલકાં,બની જવાની જરૂર ખરી ?) સંભોગ બે વ્યક્તિની એકલતાને એક નથી કરી શક્તો. એટલે જ સંભોગ પછી પણ કોરી કરકરતી એકલતાને અનુભવતા 'હું'ના રાગની ગતિ પરિતાપને પામે છે. ચિત્ત રિક્તરાગ અવસ્થાને પામે છે' એવી નટવરસિંહ પરમારની દલીલ સાથે સંમત થઈ શકાય. પણ 'નિર્વિચાર અવસ્થાને, રાગશૂન્ય અવસ્થાને પામે તો જ 'માણસ'થી ઉપર ઊઠવાની ગતિ, 'માણસ'ને અતિક્રમવાની ગતિ 'હું'ને લાધી શકે. 'હું'માં એ સંભાવના રહેલી છે.' એવી દલીલ સાથે સંમત થવું શક્ય નથી. કારણ આ નાયકમાં એવી કોઈ સંભાવના દેખાતી જ નથી. તેની રિક્તતાની વેદનાને ભાવક સંવેદી શકતો નથી.

નાયકની કામ્યા તો અનુરન્લા છે. તેના સૌન્દર્યથી તે દિંગ રહી ગયો છે. તેને સ્પર્શવા, આલિંગવા તે અધીર થયો છે. પણ આવી ભટકાઈ છે અકોલા. અકોલા સાથેના સંભોગ સમયે હંમેશા ચિત્તમાં અનુરન્લા જ બિરાજતી એવું નાયક એકથી વધુ વાર કબૂલ પણ કરે છે. 'અમારા પ્રત્યેક સંસર્ગવેળા મારી લિપ્સા આમ માઝા મૂકતી હતી. ધીરે ધીરે પેલી રૂપવતીની સૌન્દર્યછબી

મારી નજર સામે ઝઝૂમવા લાગી. તેનો ચહેરો મારા મોં પર હવે મંડરાતો દીઠ્યો. મારા અણુએ અણુમાં એ વ્યાપી વળતાં એક દુર્દમ્ય તલસાટ થઈ આવ્યો. (૧૩૩) વળી બીજા પ્રસંગે કહે છે, 'અમારા સંયોગની ક્ષણે, પેલી સૌન્દર્યરાશીને મનોમન હું ઉપભોગતો હોઉં એવી ભ્રાંતિ ઊપજતી. ધીરે ધીરે આ કામુકા પ્રતિ જુગુપ્સા ભરાઈ આવતી. અમારા સમાગમો અને સ્વપ્નરતિ વચ્ચે મને કશો ભેદ જણાતો નહીં. (૧૪૩) પણ અનુરન્ના તો નાયકની નજર સામે જ ખાંડાના ખેલ ખેલવાની તમન્નાવાળા તલવારબાજ સાથે નીકળી પડે છે.

ને વળી પાછી લોયન્લા આવી મળે છે. કેમ? ક્યાંથી? એવા પ્રશ્નોનો અર્થ ખરો? લોયન્લાને પામીને નાયક જાણે કે પીડામોચન પામતો હોય એવો અનુભવ કરે છે. તે પોતે જ કહે છે : 'આ નારીના સમાગમથી જાણે પીડામોચન પામતો, મારા ઐશ્વર્યને હું સ્થાપિત કરતો હતો... મારા સર્વસ્વને સમર્પિત કરી દેવાનો મને અહોભાવ થઈ આવ્યો હતો. (૧૭૭) લોયન્લાનો સ્પર્શ તેને જીવન બક્ષે છે. કદાચ પશુવત્ પ્રેમથી ઉપર ઊઠી શકાય, આ રિક્તતાને પ્રેમના દ્રાવણમાં ઓગાળી શકાય એવી સંભાવના જાગે જાગે ને લોયન્લા પરનો મુકદ્દમો એ સંભાવનાને અંકુરિત થતાં પહેલાં જ વાઢી નાખે છે. અનુંમ્બાના મોતનું તહોમત લોયન્લા પર મૂકતો માલિક, 'હું'ની સંડોવણી, સજા બધું જ કાફકાની યાદ અપાવ્યા કરે છે. આમ પણ આ સર્જકના ચિત્તમાં કાફકાનું કથાવિશ્વ પડઘાતું હોય, એને લાવવાના નિષ્ફળ પ્રયાસો થયા હોય એવું નથી લાગતું? કાફકાના વિશ્વમાં તંત્રની ભીંસ છે. આ તંત્ર 'અપરાધ વિના શિક્ષા'ની ભેટ આપે છે. 'રિક્તરાગ'ને સંદર્ભે આવી કોઈ ભૂમિકા ઊભી થતી નથી. કાફકામાં વાસ્તવવાદી વિગતો હોવા છતાં કપોલકલ્પિતનો અનુભવ થાય છે. 'રિક્તરાગ'માં અનેક આયાસ છતાં આવી કોઈ ફેન્ટસીનો અનુભવ થતો નથી. માલિક લોયન્લાને સજા ફરમાવે છે : 'તારા શરીરને જેમ ઉઘાડું કરી તેં ઘોર અપરાધ કર્યો છે એ રીતે તારી એબ ઉગાડું કરી તને પાણીમાં પધરાવી દેવાની સજા ફટકારું છું, જેથી તારું કલંક ધોવાય. તારી નિર્દોષતા ફરીવાર તને પાછી મળે.' અચાનક આવી પડતા આ મુકદ્દમાથી નાયકની જેમ ભાવક પણ સ્તબ્ધ છે. કયો અપરાધ? ચારિત્ર કેવું ને કલંક કેવું? શાની સજા? સજા આપનાર કોણ? ભાવકચિત્તમાં સળવળતા આવા અનેક પ્રશ્નોના જવાબ કૃતિમાંથી નથી જડતા.

નાયકે અકોલાને કારણે અનુરન્લાને ગુમાવી હતી. હવે લોયન્લાને પણ ગુમાવી. લોયન્લાને સજા અપાવવાના કાવતરામાં અકોલા સામેલ છે જ એવું માની બાઘડ પાસે સંભોગ કરાવતી અકોલા પર જુગુપ્સા અને ખુન્નસનો પ્રેરાયો નાયક તલવાર વીંઝે છે. જો કે આ ક્ષણે પણ તેની રિક્તતા તેને તેની નિષ્ફળતાની યાદ અપાવે છે. 'હું તલવારબાજ ન હતો, નહિતર અનુરન્લા જોડે સંવનન કરીને તેને નસાડી ગયો હોત.' (૨૧૪) એવો વિચાર તેના ચિત્તાકાશમાં ઝબકી જાય છે. બાઘડ પર વીંઝેલી તલવાર અકોલાની છાતીમાં પેસી જાય છે. અને પછી ગાંડોતુર બની આખરી પલાયન સાધવા તે ખીણમાં ઝંપલાવી દે છે. 'નિશાચક્ર'ના નાયકની જેમ જ અહીં પણ રાગની ગતિ પલાયનમાં જ વિરામ પામે છે.

'રિક્તરાગ'ના સર્જકે સુમન શાહને એક મુલાકાતમાં જણાવ્યું હતું કે 'મારું પુનરાવર્તન હું ક્યારેય સાંખી શક્યો નથી. કલ્પન, પ્રતીક સુધ્ધાંનું પુનરાવર્તન હું ટાળતો હોઉં છું.' (સન્ધાન-૨૫૫) 'રિક્તરાગ'ની પ્રસ્તાવનામાં તેઓ લખે છે, 'એક દૃઢ નિશ્ચય હતો કે આજ સુધી લખાતું આવ્યું છે, જે કાંઈ વાર્તા-નવલકથા ક્ષેત્રે મારા હાથે સર્જાતું આવ્યું છે તેવું તો ના જ લખવું. તેનું પુનરાવર્તન કોઈ પણ રીતે થવા ન દેવું.' 'શોધ નવી દિશાઓની'માં શ્રી સનત ભટ્ટ નોંધે છે, 'સુરેશ જોષી કથિત આધુનિકતાને પોતાની રીતે વિકસાવનાર કિશોર જાદવ' 'રિક્તરાગ'માં પોતાના ભૂતકાળ કરતાં જુદાં ફંટાયા છે.'

સર્જક-વિવેચક બંનેના આવા દાવા છતાંય ભાવક તો આ બંને નવલકથામાં ડગલે ને પગલે

એતદ્

પુનરાવર્તન શોધી જ કાઢે છે. બંને કથામાં વર્તુળાકારે ફરતી ગતિમાં એક સ્થિતિ છે. 'નિશાચક્ર'નો નાયક અને 'રિક્તરાગ'નો નાયક સગોત્ર લાગે. વાર્તાના કેન્દ્રમાં પણ તેઓ પોતે છે અને પરિઘ પર પણ પોતે જ છે. 'નિશાચક્ર'માં અનંગલીલાની કામના છે. પણ આવી મળે છે જાડી, બટકી, અણગમતી કમસાંગકોલા. ત્રીજી સ્ત્રી લોનુલા નાયકના પીડામોચન માટે ક્ષણ-બે ક્ષણ આવે છે. કામ્ય ન મળે એ નિયતિ બંને નવલકથામાં પડઘાય છે. 'નિશાચક્ર'ની જેમ જ 'રિક્તરાગ'નાં સ્ત્રીપાત્રોને પણ કોઈ પરિમાણ નથી. નાયકની ઝંખનાના પ્રતીકરૂપે સ્ત્રીપાત્રો આવે છે એવું આરોપિત કરીએ તો જ આ પાત્રો સ્વીકાર્ય બને. બંને નવલકથામાં કામ્ય પાત્રની જગ્યાએ અણગમતા પાત્ર ગળે પડે છે પણ તે સ્ત્રી પ્રત્યેની લાગણીમાં નાયકને બહુ ફેર પડતો હોય એવું નથી લાગતું. કામ્યને તે કોઈ અજબ આરતથી આરાધતો નથી. તો પરાણે ગળે પડેલને તુચ્છકારવા છતાં તેનાથી દૂર નથી થઈ શકતો. પ્રયત્નો છતાંય તેના અણગમતા પરિવેશથી ભાગી નથી શકતો. બંને નાયકના સંવેદના વિશ્વ સ્પર્શ, ગંધ અને સ્વાદના ઈન્દ્રિય જગતમાં અટવાતા રહે છે. છૂટવાના ફાંફાં તેને કળણમાં વધુ ને વધુ ઊંડો ઉતારે છે. કિશોર જાદવના નાયક આવા માનવીય નબળાઈને વરેલા, પલાયનવાદી, આત્મવિનાશક કેમ છે એવો કોઈ સ્વતંત્ર અભ્યાસ કરી શકે. પ્રેમ સાથેની પશુતા 'નિશાચક્ર'ની જેમ 'રિક્તરાગ'માં પણ અનુભવી શકાય છે. 'નિશાચક્ર'માં માથે તોળાઈ રહેલું અદૃશ્ય સત્તાના પ્રતીક સમું સાહેબનું પાત્ર છે જેને કમસાંગકોલા સાથે સંબંધ છે. 'રિક્તરાગ'માં માલિકનું પાત્ર છે. જેને અકોલા સાથે સંબંધ છે એટલે આ અદૃશ્ય સત્તા બંને નવલકથામાં અનિષ્ટ સાથે સંકળાયેલી છે. 'નિશાચક્ર'નો નાયક અંતે બારીમાંથી કૂદીને પલાયન સાધે છે. 'રિક્તરાગ'નો નાયક ખીણમાં ખાબકે છે.

કથાસાહિત્યમાં ટેક્નિકનો આખો પ્રશ્ન કથનકેન્દ્રના સંદર્ભે અતિ મહત્ત્વનો છે. અન્ય ઘટકો સાથેના તેના સીધા સંબંધને કારણે કથનકેન્દ્રનો પ્રશ્ન ઉકેલતો સર્જક આપોઆપ જ વસ્તુસંકલના, પાત્રનિરૂપણ અને ભાષાના પ્રશ્નો પણ ઉકેલી લે છે. 'રિક્તરાગ' પ્રથમપુરુષ કથનકેન્દ્રની પ્રયુક્તિ દ્વારા કહેવાઈ છે. નટવરસિંહ પરમાર 'રિક્તરાગ'ના નાયકના અંતિમ પલાયનને આત્મહત્યા કહે છે. જો નાયક આત્મહત્યા કરતો હોય તો પછી પ્રથમપુરુષ કથનરીતિ કઈ રીતે નિર્વાહ્ય બને ? કથનરીતિનો આ પ્રશ્ન સમગ્ર નવલકથાની પ્રતીતિ કરતા સંદર્ભે પ્રશ્નાર્થ બની રહેશે. નાયકની આત્મહત્યા નહીં પણ માત્ર પલાયન તરીકે તેના અંતિમ પગલાને સ્વીકારીએ તો જ કથનરીતિ નિર્વાહ્ય બની શકે.

નવલકથાના લેખકે તેના રચનારીતિના, કથનરીતિના પ્રયોગો વ્યક્ત તો ભાષા દ્વારા જ કરવાના છે. પાત્રને અનુરૂપ, વિષયને સિદ્ધ કરી શકે તેવી ભાષા સર્જકે પ્રયોજવી પડે. 'રિક્તરાગ'ના સંદર્ભે ભાષાના ઉપકરણને તપાસીએ તો ઘણાં પ્રશ્નો ઊભા થાય. કથા, નાયક પોતે કહે છે પણ એની ભાષાના સ્તર માની ન શકાય એ હદે જુદાં પડે છે. અહીં તળપદ, ગ્રામ્ય લાગે તેવા શબ્દોની પડખે જ સંસ્કૃતપ્રચુર ભાષા પ્રયોજાઈ છે. ઘૂમલે, ઘચુમલે, ઉથડક, કચરોળ, હગભગ, ગણસારા, વરસાદનું બુસકુ, સાંજનું ઝઝકલું જેવા પોતીકા શબ્દો ઊભાં કરતા કિશોર જાદવે જોડણીના નિયમોનો ધરારભંગ કરવાનું નક્કી કર્યું હોય એવી છાપ પડે. જો કે જે રીતે સુમન શાહે 'નિશાચક્ર'ની ભાષાનો 'કથાપદ'માં સુંદર પરિભાષાઓ વાપરી બચાવ કરી દેખાડ્યો છે એવું અહીં પણ કરી શકાય. આમ પણ સર્જકના મનોગતને સંપૂર્ણપણે વ્યક્ત કરવા માટે ભાષાનું માધ્યમ ઊણું ઊતરે છે. એટલે અહીં જાતીયતાના અલગ અલગ સ્તર - રમણીયતાથી લઈને જુગુપ્સક સુધીના સ્વરૂપને - વર્ણવવા ભાષામાં પ્રાસાદિકતા, માધુર્ય, Erotism, મૂર્તતા વગેરે લાવવા ભાષાના અલગ સ્તર પ્રયોજ્યાં છે એવો બચાવ કરવો હોય તો થઈ શકે.

કોઈપણ કૃતિમાં અનિવાર્યતાની શરત હંમેશા સચવાવી જોઈએ. પાત્ર, પ્રસંગ, પરિવેશથી માંડી ભાષા અને કથનરીતિ અનિવાર્યતાની પૂર્વશરતે જ સ્થાન પામી શકે. તો જ કૃતિ પોતાનું આગવું સત્ય-સંવાદિતાનું સત્ય-પ્રગટાવી શકે. અહીં બાથડના પાત્રનું ઔચિત્ય શું ? નાયકના શહેરમાં જવા વિશેનું એક આખું પ્રકરણ ધારો કે નવલકથામાં ન હોય તો શો ફરક પડે ? આ થીમને વિકસાવવા આ પાત્રો અનિવાર્ય બને છે ખરાં ? ભાષાની આ હદની ગ્રામ્યતા અનિવાર્ય છે ખરી ? ભાષાએ અનુભવને વ્યંજનાસ્તરે વ્યક્ત કરવાની શક્તિ ગુમાવી દીધી છે કે પછી આ સર્જકને શૃંગાર આલેખતા આવડતો નથી ? જિન્સી વર્ણન સ્વીકાર્ય પણ અહીં તો જુગુપ્સક લાગે છે. સંસ્કૃત આલંકારિકો અસભ્યમાં પણ જો વક્રતા હોય તો તેને ગ્રામ્ય નથી ગણતા. આનંદવર્ધન કહે છે 'કુમારસંભવમ્'નું વર્ણન અસભ્ય છે પણ ગ્રામ્ય નથી કારણ વક્રોક્તિપૂર્ણ છે. પણ ઉરોજ, સ્તનદ્વયની સાથે ધાયા, ધગડા, જધામણ જેવા ગ્રામ્ય શબ્દો પ્રયોજતા કિશોર જાદવનો એવો બચાવ પણ થઈ શકે એમ નથી. સ્ત્રીઓના શારીરિક અંગ-ઉપાંગના વર્ણનમાં કોઈ ફેરફાર થાય છે ખરો ? સંભોગ દૃશ્યો સિવાય આ પાત્રોની કોઈ જરૂરિયાત ખરી ? થીમને વિકસાવવામાં પાત્રોનો ફાળો શો ? અથવા અનેક પ્રશ્નોના જવાબ શોધવા ભાવક ફાંફાં મારતો રહે છે.

ભાષાની જેમ જ પ્રતીક પણ અનિવાર્યતાની પૂર્વશરતે પ્રયોજાયા હોય એવું નથી લાગતું. 'ખીણનું રૂપેરી પંખી' પ્રકરણમાં પંખીની ગતિવિધિ રતિક્રીડાની દ્રુત-વિલંબિત પ્રક્રિયાને વ્યંજિત કરે છે કે ડુક્કરની ખસી કરવાના પ્રતીક દ્વારા નાયકના ભાવાત્મક અંશની ખસીની વ્યંજના નટવરસિંહ પરમાર કુશળ રીતે પ્રગટ થતી જુવે છે તેને ધારો કે માની લઈએ. પણ એ માની લેતાં પહેલાં 'સ્વાતંત્ર્યોત્તર ગુજરાત'માં સનત ભટ્ટ 'નિશાચક' સંદર્ભે જે કહે છે તે જરા યાદ કરી લેવું. 'નિશાચક' વિશે એકાદ-બે લીટી લખીને તેઓ કબૂલી લે છે; '... પરંતુ આ બધું - અથવા આવું બધું તો આપણે આરોપવું પડે છે. બાકી બધું કામચલાઉ. હકીકતમાં 'નિશાચક'ને કોઈ નિશ્ચિત સમીકરણમાં ઢાળી, સમજી / સમજાવી શકાય એમ નથી (૧૧૯) 'રિક્તરાગ' વિશે આવું જ પ્રમાણિકપણે કબૂલવાનું હું પસંદ કરું.

અહીં પ્રકરણ એકના અંતે 'ઘાસની લીલીછમ જાજમ ઉપર મહાકાય સિંહ ટટ્ટાર ઊભો હતો...' 'સ્વપ્નતુષ્ટિ' પ્રકરણમાં અંતે 'મકાનની પછીતના ક્યાંક ગોખમાંથી નીકળીને, પાંખો ફફડાવતું એક સોનેરી પંખી ઊંચે ઊડતું ગયું. ધીમે ધીમે ક્ષિતિજરેખા પર એ વિહરવા લાગ્યું. નીચે શ્વેત કમળવન વિલસી રહ્યું હતું...' 'તલવારબાજ' પ્રકરણના અંતે 'લીલાઘાસ ઉપર સિંહ ઊભેલો દેખાય છે. તેની પીઠ પર એક રૂપેરી પંખી પાંખો પ્રસારીને સ્થિર થઈ બેઠું હતું. જાણે ઊડવાની તૈયારીમાં હોય એમ.' (આ પ્રતીક અનુરન્લાના નાસી જતા પહેલાં આવ્યું હોત તો વળી આપણે અર્થ કાઢવાની કોશિશ કરત !!)

આ સઘળાં પ્રતીકોનો અર્થ શો કાઢીશું ? તેની ઉપકારકતા / અનિવાર્યતા સિદ્ધ કઈ રીતે કરીશું ? લટકણિયાં જેવાં આયાસી પ્રતીકો શિથિલ નવલકથાના બંધને ઓર શિથિલ બનાવે છે. આભાસી વિશ્વની આ બધી લીલાને આપણાં વિવેચકો વળી 'સ્વપ્નવાસ્તવ' કે Private Mystificationના લેબલ મારી આપે છે. 'રિક્તરાગ'માં ખાસ્સી મોટી સંભાવના જોઈ શકનાર નટવરસિંહ પરમાર જોકે આટલું તો કબૂલ કરે છે; 'એક અભિનવ, મહત્ત્વાકાંક્ષી ઉપેય - Theme-નું આકલન કરવાનો કુશળ પુરુષાર્થ આરંભનાર 'રિક્તરાગ' હિન્દુસ્તાની ફિલ્મી ઢબનો સ્વચ્છંદ કામાચાર, અપરાધ, હિંસા અને ત્રાસની વાર્તા બની જતી જણાય છે. ખાસ્સી મોટી સંભાવના અંકુરિત થતી રહી ગઈ !' (પ્રત્યક્ષ, ઓક્ટો. ડિસે. '૯૧)

અનુઆધુનિક વિવેચનાને નામે કે ગમે તે રીતે આ બધાની સમજ પરિભાષાઓના પડીકામાં વીંટાળીને આપણો વિવેચક આપી શકે છે. 'નિશાચક્ર' વિશે આપણો વિવેચક લખે છે... 'અહીં કૃતિના તલમાં વ્યક્તિગત ટ્રેજેડીની એક આછીપાતળી સેર છૂટક ત્રુટકરૂપે ઝમતી રહી છે, પણ શબ્દસંરચનાનાં બધાં જ ઉપરી સ્તરોમાં તેનું ક્રિયાપરક વિફલીકરણ છે...' હવે કહો કે ભાવક આમાંથી શું પામે ? ભાવક અને સર્જક વચ્ચે સેતુ બનવાની વાત તો એકબાજુ રહી. અહીં તો ભાવકને જેટલો સર્જક મૂંઝવે છે તેટલો જ વિવેચક પણ મૂંઝવે છે. 'રિક્તરાગ'માં ઘણું બધું કૃત્રિમ, આભાસી લાગે છે. સમજવા-માણવાની વાત તો બાજુ પર રહી, ભાવક કશું નક્કર પકડી જ નથી શકતો. કૃતિને કોઈક સંદર્ભ તો હોય કે નહીં ? જે વૈશ્વિક સંદર્ભની સર્જક વાત કરે છે તે ક્યાં ? જે જીવનની તેઓ વાત કરે છે તેનો આછોપાતળો સ્પર્શ પણ પામી શકાય છે ખરો ? આ લેખક કહે છે : 'તમારી કૃતિઓમાં કૌવત હોય, બળ હોય તો, , સમય આંતરે તે સુજ્ઞોની નજરે ચઢી આવવાની. તેની ઓળખ આસ્તે આસ્તે પ્રસરવાની. ભલેને તેની અપીલનું ક્ષેત્ર અત્યંત સીમિત રહ્યું. જૂજ પણ વિશિષ્ટ ભાવકોનો વર્ગ તેને સાંપડ્યો તે તેની સાર્થકતા' (સન્ધાન-૨૫૫) પોતાના પક્ષે કોઈ ચૂક ન સ્વીકારતા આ સર્જક દોષનો બધો ટોપલો ભાવકના માથે ઓઢાડે છે. વિવેચક પણ યથાપ્રસંગે ભાવકને તતડાવી લે છે. તમે કિશોર જાદવની સર્જકતાને મૂલવી નથી શકતા. ગુજરાતી સાહિત્યની વિસ્તરતી ક્ષિતિજોને આંબી ન શકવાની તમારી ન્યૂનતા કબૂલ કરો વગેરે વગેરે... ભાવક અબુધ ગણાઈ જવાની શેહમાં કંઈ બોલતો નથી. આપણે વિશ્વ સાહિત્યની દુર્બોધ ગણાતી કૃતિઓ વાંચી, સમજી માણી શકીએ. જોન ફાઉલ્સના રચનારીતિના ચિત્ર-વિચિત્ર પ્રયોગો, ફોકનર-હેમિંગ્વેની સંકુલ કૃતિઓ અને કાફકાના કથાવિશ્વને સમજી શકીએ પણ કિશોર જાદવને ન સમજી શકીએ એટલે સહૃદય નથી ? સુસજ્જ નથી ? તેમને સમજવાનો દાવો કરનારા સુસજ્જ છે. અને પ્રામાણિકપણે કબૂલ કરનારા સુસજ્જ નથી ? ધારો કે ક્ષણવાર કબૂલી લઈએ કે તેમની કૃતિઓને પામવાની સજ્જતા આપણામાં ઓછી છે. પણ એનું કારણ ક્યાં શોધીશું ? કારણ તો કૃતિમાંથી જ જડશે. ભાવકને લેખક પ્રશ્નાર્થચિહ્ન જેવો લાગે ત્યારે પ્રશ્ન કૃતિ સાથે જ હોય, ભાવક સાથે નહીં એટલું પણ નહીં કબૂલીએ આપણે ?

કિશોર જાદવની કૃતિઓ નિમિત્તે લાંબાં, ધૂંધળાં વિવેચનો પાર વગરના થયા છે. કદાચ આ લેખક પર ત્રુઠ્યો છે એટલો ગુજરાતી વિવેચક કોઈ પર નથી વરસ્યો. ધીરુભાઈ ઠાકર 'નિશાચક્ર'ને સર્‌રિયલ કૃતિ કહેશે તો બીજા વળી બીજું કશું આટોપશે. આ સંદર્ભે આપણી એક અપેક્ષા રહે. કોઈક આપણને ગેબ્રીયલ માર્કવેઝની 'ઓટમ ઓવ્‌ ધ પેટ્રીઆર્ક'ની વિગતે વાત કરે તો ખબર પડે કે સરરિયલ શૈલી ધરાવતી નવલકથા કેવી હોઈ શકે. અને તો આપણે આવા આડેધડ આરોપણથી બચી શકીએ.

અને છેલ્લે, બની શકે કે 'રિક્તરાગ' સંદર્ભે બીજા મિત્રો મારાથી જુદા પડતા હોય. આ કૃતિમાં તેઓ કશુંક શોધી શક્યા હોય તો એ પ્રાપ્તિની તેમણે સૌને પ્રતીતિ કરાવવી રહી. એ પ્રાપ્તિની અભિવ્યક્તિ અવગમનક્ષમ હોવી જોઈએ એ પૂર્વશરત સાથે આ પ્રતીતિ કરાવવી રહી. કિશોર જાદવની કૃતિઓ અસ્વીકાર્ય જ હોય એવું કહેવાનો આશય ન જ હોય. કહેવાનો મતલબ માત્ર આટલો જ :- સ્વીકૃતિ - અસ્વીકૃતિ પાછળ આપણી વિભાવનાઓની સ્પષ્ટતા અનિવાર્ય છે. એક કૃતિની વિવેચના સંદર્ભે એક ધોરણ અને બીજી સંદર્ભે બીજા ધોરણ જેવી અપ્રામાણિકતા ત્યજીને જ આ થઈ શકે.

# અને છેલ્લે

વ્યક્તિની છિન્નભિન્નતાનો અવાજ કવિને કાને ૧૯૫૬માં પડ્યો અને એને કવિએ વાચા આપી. એ વખતે કવિને અને સાથે સાથે ઘણા બધાને લાગ્યું હતું કે આ એક અભૂતપૂર્વ કટોકટી ભારતીય સમાજજીવનમાં ઊભી થઈ છે. પછી તો આગલી ક્ષણના વ્યક્તિત્વ અને પાછલી ક્ષણના વ્યક્તિત્વ વચ્ચે પણ કોઈ સંબંધ નથી એવી વાતો સંભળાવા માંડી; એક જ વ્યક્તિનાં બે પાસાં વચ્ચે પણ કશો સંબંધ રહ્યો નથી એવું માનવામાં આવ્યું. આ અનુભૂતિઓની કેટલીક સમર્થ રચનાઓ ગુજરાતીમાં લખાઈ. આજે લગભગ ચાર દાયકા પછી હવે કયા પ્રકારની અને કોની છિન્નભિન્નતા સંભળાય છે ? આપણી સામે કેવા પ્રકારનો ભારતીય સમાજ જોવા મળે છે ? સમાજની કઈ સંસ્થાઓ કેટલા પ્રમાણમાં ટકી રહી છે ? પરંપરાગત રીતે જે સંસ્થાઓના આરોગ્ય પર સમગ્ર સમાજનો આધાર હતો તે સંસ્થાઓ ધર્મ, રાજ્ય, કુટુંબ અને શિક્ષણ તો જોતજોતામાં પડી ભાંગી; એને તોડી પાડવા માટે કોઈ હુમલાખોરો બહારથી આવ્યા ન હતા; અંદરના જ તો બધા હતા; ભૂંડા, દૂરંદેશિતાના અભાવ વિનાના, નેતાઓએ વિજ્ઞાનીથી માંડીને સર્જક સુધી – બધાંને માર્ગદર્શન આપવા માંડ્યું; યોજનાઓ ઘડાવા લાગી; અંગ્રેજોએ જેટલું તોડ્યુંફોડ્યું એના કરતાં વધારે સ્વદેશી શાસકોએ તોડ્યું ફોડ્યું. હિંસા, વ્યભિચાર કામુકતા, વૈભવવિલાસનાં જે વરવાં પ્રદર્શનો ચારે બાજુ શેરીઓમાં, માંડવાઓમાં, હોટલોમાં, ટી.વી. સ્ક્રીન પર, સામયિકોનાં લિસ્સા કાગળો ઉપર જોવા મળે છે તેનાં મૂળ ક્યાં છે ? આ કંઈ છેલ્લા દાયકામાં એકાએક તો ફૂટી નથી નીકળ્યું. રોગનાં જંતુઓ ક્યારનાં અંદર બમણાતમણાં – અનેક ગણા ફાલી રહ્યાં હતાં, માત્ર સપાટી પર છેલ્લા દાયકામાં જોવા મળ્યાં. પેલી પરંપરાગત સંસ્થાઓ લુપ્ત થઈ અને એનું દુ:ખ થવાને બદલે એનો છાક ચઢવા લાગ્યો. બધા જ પ્રકારનું અમાનવીકરણ જોવા મળ્યું. ચૈતન્ય તત્ત્વ ઓસરવા માંડ્યું અને એનું ગૌરવ થવા લાગ્યું !

આપણી વ્યક્તિતાનું ઘડતર ભૂતકાળ પણ કરે છે. જો આ જૈવિક રીતે સાચું હોય તો સાંસ્કૃતિક રીતે પણ સાચું. આપણે માત્ર આપણે જ માટે તો નથી જીવતા ? વ્યક્તિત્વ હોવું જોઈએ, સ્વત્વ હોવું જોઈએ પણ વ્યક્તિવાદ સુખવાદનો પર્યાય બની જાય તો તો પરંપરા, સમાજ, સંઘ, સંવાદ આ બધાનું શું ? વાસ્તવમાં સરમુખત્યારો અથવા પરાયા શાસકો જેમના ઉપર શાસન કરવા માગે તેમની પાસેથી સ્મૃતિ ઝૂંટવી લેતા હોય છે; પણ સ્મૃતિહરણકર્તાઓ સમૂહ માધ્યમો પણ સંભવી શકે; વિજ્ઞાપનકારો હોઈ શકે; રાષ્ટ્રીય-આંતરરાષ્ટ્રીય બજાર ઊભા કરનારા વિરાટ સંકુલો હોઈ શકે; આવી પરિસ્થિતિઓ નજીકના કે દૂરના ભૂતકાળમાં, અહીં કે તહીં સર્જાઈ જ નથી એમ પણ ન કહી શકાય. સમૂહ માધ્યમોના આક્રમણમાંથી બચવા આવાં ગાર્દ કળા વિકસી હતી; સાવ સસ્તી લોકરુચિની વિડંબના કરવા માટે પોપ આર્ટનો પ્રકાર આવ્યો હતો એવું કળાના ઇતિહાસમાંથી

જાણવા મળે છે. આજે દૂષણોની માત્રા વધી છે એટલું જ. એટલે ઈતિહાસમાંથી આવા સમયગાળા શોધવા જોઈએ. આવા પ્રત્યેક તબક્કે એનો સામનો કરવામાં આવ્યો જ છે માત્ર સર્જકોએ જ આવા પ્રતિકારો કર્યા છે એ ભ્રમણા હવે કોઈએ રાખવી ન જોઈએ. વિજ્ઞાન, સમાજવિદ્યાઓ, માનવવિદ્યાઓને આવરી લેતી ફિલસૂફીએ પણ આવા પ્રતિકારો કર્યા છે. એની જાણકારી મેળવતા રહેવું જોઈએ; બીજા શબ્દોમાં સંસ્કૃતિના ઈતિહાસો અવારનવાર ઉથલાવવા જોઈએ.

જ્યૉર્જ સેઈન્ટ્સબરીએ સેમ્યુઅલ રિચાર્ડસનની ખૂબ જાણીતી નવલકથા 'પામેલા' (૧૭૪૦)ની પ્રસ્તાવના લખતી વખતે તત્કાલીન અંગ્રેજ સમાજની વરવી છબિનો પરિચય કરાવ્યો છે. રિચાર્ડસન તો સુથારનો દીકરો, ભદ્ર વર્ગનો ઝાઝો પરિચય નહીં અને છતાં એ વર્ગનું ચિત્ર વાંચો તો ક્યાંય ઉછીની અનુભૂતિ જેવું લાગશે નહીં. એ સમાજ નર્યો ભ્રષ્ટાચારી હતો. સમાજના વર્ગો વચ્ચે અભેદ્ય દીવાલો હતી. માણસોની રીતભાત અસંસ્કારી હતી, ઘણી વખત ધર્મ ઝનૂની બનતો હતો - કાં તો એ સાવ નિષ્ક્રિય બની જતો હતો. દારૂ એટલો બધો સસ્તો હતો અને એનો વપરાશ એટલો બધો હતો કે જાદવાસ્થળી કેમ જોવા ન મળી, આંતરવિગ્રહો કેમ ફાટી ન નીકળ્યા એની ઘણા બધાને નવાઈ લાગી હતી. સૈનિકો માટે સ્ત્રીઓના અપહરણોનો મોટા પાયા પર વ્યવસાય ચાલતો હતો. આ બધાંની દૂષણોની વચ્ચે અંગ્રેજ પ્રજાએ એક નિરામય પરંપરા ટકાવી રાખી હતી. આ દેશમાં કાયદાની દૃષ્ટિએ તો બધા સરખા હતા અને એટલે જ સાવ સામાન્ય કક્ષાના માનવીઓ શાસનતંત્રમાં કે ચર્ચમાં ઉચ્ચઆસન સુધી પહોંચી શકતા હતા. આવા વાતાવરણમાં રિચાર્ડસન નવલકથા લખે છે. પામેલા સાવ સામાન્ય કક્ષાના કુટુમ્બમાંથી આવી હોવા છતાં ભદ્ર વર્ગ દ્વારા થતા શોષણ સામે તે વિદ્રોહ પોકારે છે - એક સ્ત્રી તરીકેનો વિદ્રોહ અને એક માનવી તરીકેનો વિદ્રોહ. તેનો માલિક જ્યારે આ નાયિકા સાથે છૂટ લેવા જાય છે ત્યારે તે એમ થવા દેતી નથી, તેને લગ્ન કરવાની ફરજ પાડે છે. નાયિકા રૂઢિચુસ્ત છે, પરંપરાગત નીતિવાદી વિચારણા ધરાવે છે માટે તે આવું કરે છે તેમ માની નહીં લેવું. લગ્ન સિવાયના અથવા સમાજસંમત સંબંધોની ઉપરવટ જઈને જે સંબંધો વિકસાવવામાં આવે છે તે સંબંધો જો એક માનવી દ્વારા બીજા માનવીના થતા શોષણ પર આધારિત હોય તો તેનો વિદ્રોહ થવો જોઈએ અને આ નાયિકા એવો વિદ્રોહ કરી દેખાડે છે, એમાં સફળ થાય છે. રિચાર્ડસને તો પત્રો રૂપે 'પામેલા' લખીને એક વિલક્ષણ પ્રયોગ પણ કર્યો હતો પરંતુ એ વાત અહીં બાજુ પર રાખીએ.

આપણા સમાજમાં આ બધાં અનિષ્ટો તો છે જ; જુદા રૂપે પિંઢારાઓના રાજ ફરી આવ્યાં છે; દેશી રાજ્યો ફરી સ્થપાઈ ગયાં છે. અહીં ઈંગ્લેંડની જેમ કાનૂનનાં રાજ ચાલતાં નથી; જેની પાસે પૈસા છે, સત્તા છે એને કાનૂન કશું કરી શકતો નથી. અહીં એક જ પ્રકારનું શોષણ નથી, અનેક પ્રકારનાં શોષણ છે જેમનાં અસલી ચહેરા જોવા મળતા જ નથી. આ ચહેરાઓને જોવા સમજવા તો પડે, માત્ર સમાજવિજ્ઞાનીઓ જ એને ઓળખવા મથે એ પરિસ્થિતિ હવે તો ન ચાલે. સ્વાભાવિક છે કે કથાસાહિત્યમાં, નાટ્યસાહિત્યમાં જે વિષય વસ્તુઓ સામાન્ય રીતે આલેખાતાં આવ્યાં છે એની સીમાઓ તૂટવી જોઈએ; એવા વિષયવસ્તુઓ સામે પણ વિદ્રોહ પોકારાવો જોઈએ. એ વાત સાચી કે સાહિત્યના ઈતિહાસમાં પરંપરાગત રચનારીતિઓ, સાહિત્યનાં સ્વરૂપો સામે વિદ્રોહ પોકારનારાઓનો જેટલો મહિમા થતો હોય છે એવો મહિમા પરંપરાગત વિષયવસ્તુઓ, માનવછબિ કે સમાજરચના સામે વિદ્રોહ પોકારનારાઓનો થતો નથી. સામાન્ય રીતે એમ માની લેવામાં આવે છે કે આવા વિદ્રોહ કળાત્મકતાના ભોગે થતા હોય છે. પણ કળાત્મક રીતે જ વિદ્રોહ થઈ શકે, તો જ એ પ્રભાવક પણ નીવડી શકે છે; આ વાત પ્લેટો પણ સારી રીતે જાણતો હતો અને આપણી ભાષાના આદ્ય વિવેચકો પણ સારી રીતે જાણતા હતા.

૪-૪-૯૪

- શિરીષ પંચાલ

# એતદ્: વર્ષ ૧૪ (૧૯૯૩) વાર્ષિક સૂચિ

## પુસ્તક સ્વીકાર

હાસ્યાસન- લાભશંકર ઠાકર, ૧૯૯૩(નવલકથા) પાર્શ્વ પ્રકાશન, અમદાવાદ, ક્રાઉન સાઈઝ પૃ. ૧૭૨ મૂલ્ય રૂ. ૫૦/-

ચંપકચાલીસા - લાભશંકર ઠાકર, ૧૯૯૩ (નવલકથા) પાર્શ્વ પ્રકાશન, અમદાવાદ, ક્રાઉન સાઈઝ પૃ. ૨૦૨ મૂલ્ય રૂ. ૬૦/-

કોણ - લાભશંકર ઠાકર, ૧૯૯૩ (નવલકથા) પાર્શ્વ પ્રકાશન, અમદાવાદ, ક્રાઉન સાઈઝ પૃ. ૨૩૮ મૂલ્ય રૂ. ૬૫/-

આતશ - કિશોર જાદવ, ૧૯૯૩ (નવલકથા) પાર્શ્વ પ્રકાશન, અમદાવાદ, ડિમાઈ સાઈઝ પૃ. ૨૦૭ મૂલ્ય રૂ. ૭૦/-

કાળો અંગ્રેજ - ચિનુ મોદી, ૧૯૯૩ (નવલકથા) પાર્શ્વ પ્રકાશન, અમદાવાદ, ક્રાઉન સાઈઝ પૃ. ૨૮૪ મૂલ્ય રૂ. ૭૫/-

જાતકકથા મંજૂષા -હરિવલ્લભ ભાયાણી, ૧૯૯૩ (અનુવાદ) પાર્શ્વ પ્રકાશન, અમદાવાદ, ડિમાઈ સાઈઝ પૃ. ૧૪૪, મૂલ્ય ૫૦/-

પશ્યન્તી - સુરેશ જોષી, ૧૯૯૩ (નિબંધ) સાહચર્ય પ્રકાશન- મુખ્ય વિક્રેતા પાર્શ્વ પ્રકાશન, અમદાવાદ, ડિમાઈ સાઈઝ પૃ. ૨૨૮ મૂલ્ય રૂ. ૮૦/-

ગુજરાતી સાહિત્યમાં આધુનિકતાવાદ - પ્રમોદકુમાર પટેલ, ૧૯૯૩ (વિવેચન) પ્ર. લેખક પોતે, ડિમાઈ સાઈઝ પૃ. ૨૬૪ મૂલ્ય રૂ. ૮૮/-

ઘર વગરનાં દ્વાર - રવીન્દ્ર પારેખ, ૧૯૯૩ (એકાંકી), અસાઈત સાહિત્ય સભા, મુખ્ય વિક્રેતા, રન્નાદે, અમદાવાદ, ક્રાઉન સાઈઝ પૃ. ૧૭૬, મૂલ્ય રૂ. ૪૮/-

રોમાંચ નામે નગર - ઈન્દુ પુવાર, ૧૯૯૩ (કાવ્ય) અસાઈત સાહિત્ય સભા, મુ.વિ. રન્નાદે, અમદાવાદ, ડિમાઈ સાઈઝ પૃ. ૧૦૪ મૂલ્ય રૂ. ૩૫/-

ઉત્તર ગુજરાતની લોકકથાઓ - સં. પુષ્કર ચંદરવાકર, ૧૯૯૩, અસાઈત સાહિત્યસભા, મુ.વિ. રન્નાદે, અમદાવાદ, ડિમાઈ સાઈઝ પૃ. ૧૪૩ મૂલ્ય રૂ. ૪૫/-

સાહિત્યઅમૃત તુલસીદાસ પટેલ, ૧૯૯૪, (વિવેચન) પ્રકાશક લેખક, મુખ્ય વિ. મુદ્રા પ્રકાશન, ૭/અંબિકાનગર, મહેસાણા-૨, ક્રાઉન ૧૨૮, મૂ. ૪૦/-

ગરબો : પૂજા અને પ્રદક્ષિણા - ડૉ. શરદ વૈદ્ય (વિવેચન) ૧૯૯૩ પ્રવીણ પુસ્તક ભંડાર, રાજકોટ, ડિમાઈ સાઈઝ પૃ. ૧૪૪, મૂલ્ય રૂ. ૭૫/-

કહળસંગ ભગત, ગંગા સતી અને પાનબાઈની સં. જીવનકથા - મજબૂતસિંહ જાડેજા, (જીવનચરિત્ર)૧૯૯૩, સમઢિયાળા, વાયા ઘોળા જિ. ભાવનગર ૩૬૪ ૩૨૦ ક્રા. ૧૮૬ મૂલ્ય રૂ. ૧૫/-

ભીલ લોકોત્સવ : ગોર - ડૉ. ભગવાનદાસ પટેલ (આદિવાસી લોકગીતો) ૧૯૯૪, જિજ્ઞાસા પુસ્તક એજન્સી, મુ.પો. જામળા, તા. હિંમતનગર, જિ. સાબરકાંઠા ક્રાઉન ૭૨+૨૦, મૂલ્ય રૂ. ૨૫/-

શબ્દસંગ - શાંતિલાલ મેરાઈ (વિવેચન) ૧૯૯૩, પ્ર. લેખક, મુ.વિ. નવભારત સાહિત્ય મંદિર, મુંબઈ-અમદાવાદ ક્રા. ૧૧૧, મૂલ્ય-૩૦/-

રાત ચાલી ગઈ - અમીન આઝાદ (કાવ્ય) ૧૯૯૩, પ્ર. અનીસ અમીન, મનજી મેન્શન, પદમશીવાડી, મઝગાંવ, મુંબઈ-૧૦ ક્રા. ૬૩, મૂલ્ય રૂ. ૨૫/-

ડોલરરાય માંકડનો કાવ્યતત્ત્વવિચાર : રમેશ શુક્લ (વિવેચન) ૧૯૯૩, સૌરાષ્ટ્ર યુનિવર્સિટી, રાજકોટ પૃ. ૧૧૫ મૂલ્ય રૂ. ૩૦/-

વિવેચનનો વિધિ : રાધેશ્યામ શર્મા, ૧૯૯૩, પ્ર. લેખક. મુ.વિ. રન્નાદે પ્રકાશન, અમદાવાદ. ક્રા. ૧૮૩, મૂલ્ય રૂ. પર/-

કથાયન : બાબુ દાવલપુરા (વિવેચન) ૧૯૯૩, પ્રકાશક-લેખક, વિવેક-યુનિયન

બેંક-પાછળ, વ. વિદ્યાનગર, ૩૮૮૧૨૦ ડિમાઈ-૨૦૪, મૂલ્ય ૮૦/-

કથામંથન : ભરત મહેતા (વિવેચન) ૧૯૯૩, પ્રકાશક-લેખક, મુ.વિ. પાર્શ્વ પ્રકાશન, અમદાવાદ. ડિ. ૧૪૩, મૂલ્ય ૪૫/-

'રાઈનો પર્વત' - રમણભાઈ નીલકંઠ (નાટક) ૧૯૯૩ સં. સતીશ વ્યાસ, આદર્શ પ્રકાશન, અમદાવાદ ક્રા. ૧૫૨, મૂલ્ય રૂ. ૩૩/-

બારીબહાર - પ્રહલાદ પારેખ (કાવ્ય) સં. ભૃગુરાય અંજારિયા - ૧૯૯૩, પ્ર. આદર્શ પ્રકાશન, અમદાવાદ, ક્રા. ૧૬૦, મૂલ્ય રૂ. ૩૫/-

અખાનાં કાવ્યો - સં. રમણલાલ જોશી (કાવ્ય) ૧૯૯૩, આદર્શ પ્રકાશન, અમદાવાદ- ક્રા. ૯૬, મૂલ્ય રૂ. ૨૨/-

ક્ષિતિજ સંશોધન પ્રકાશન કેન્દ્રનાં પ્રકાશનો

સુરેશ જોષી સંચય : સં. શિરીષ પંચાલ * જયંત પારેખ

(કાચું પૂઠું ૧૦૦/-, પાકું પૂઠું ૧૨૫/-, ડિલક્સ ૧૫૦/-)

શોધ નવી દિશાઓની : સં. શિરીષ પંચાલ * જયંત પારેખ

(નવમા દાયકાની સાહિત્યસમીક્ષા ૪૦/-)

કાવ્યવિવેચનની સમસ્યાઓ : શિરીષ પંચાલ ૪૫/-

સંવાદ પ્રકાશનનાં નવાં પુસ્તકો

મરણોત્તર : સુરેશ જોષી ૨૦/-

સ્ટીફન ત્સ્વાઈગની વાર્તાઓ-૧ : અનુવાદ-શિરીષ પંચાલ ૨૫/-

ગુજરાતનાં લોકવાદ્યો : હસુ યાજ્ઞિક ૧૨/-

સંવાદ પ્રકાશનનાં આગામી પ્રકાશનો

મસ્તકની અદલાબદલી : ટોમસ માન અનુ. સનત્ ભટ્ટ

સ્ટીફન ત્સ્વાઈગની વાર્તાઓ-૨, અનુ. શિરીષ પંચાલ * શરીફા વીજળીવાળા

ધનુષ પરથી સનનન્ સં. શિરીષ પંચાલ (નવમા દાયકાની કવિતા)

નવમા દાયકાની ટૂંકી વાર્તાઓ : સં. હિમાંશી શેલત

ગુજરાતી વિવેચન વિભાવનાઓ સં. શિરીષ પંચાલ * સુભાષ દવે * રાજેશ પંડ્યા

ગુજરાતી વાર્તા સંચય ૧-૨ સં. શિરીષ પંચાલ * જયંત પારેખ

ગુજરાતી કવિતાસંચય ૧-૨-૩

(સં. જયદેવ શુકલ * શિરીષ પંચાલ * નીતિન મહેતા * રમણ સોની
* જયંત પારેખ * દિલીપ ઝવેરી)

ક્ષિતિજ પરિવાર અને એતદ્ પરિવારને ખાસ વળતર


સંપર્ક : સંવાદ પ્રકાશન

યુયુત્સુ પંચાલ ૨૩૩, રાજલક્ષ્મી, જૂના પાદરા રોડ, વડોદરા ૩૯૦ ૦૧૫

# અનુક્રમ

એતદ્ : જાન્યુ-માર્ચ; ૧૯૯૪



(પ્રકાશન તારીખ : ૨૦-૫-૯૪)



# એતદ્

વર્ષ ૧૬ : અંક ૨ એપ્રિલ-જૂન, ૧૯૯૫

સંપાદન :

શિરીષ પંચાલ ❊ જયંત પારેખ ❊ રસિક શાહ

ક્ષિતિજ સંશોધન પ્રકાશન કેન્દ્ર
સંસ્થાપક : સુરેશ જોષી
એતદ્ ૧૨૪
વર્ષ ૧૬ : અંક ૨ એપ્રિલ-જૂન ૧૯૯૫

વાર્ષિક લવાજમ રૂપિયા ૫૦, આજીવન રૂપિયા ૫૦૦/-

લવાજમ ભરવાનાં સ્થળ :
રસિક શાહ, ૨૪, બી/૬ ખીરાનગર
એસવી રોડ, સાન્તાક્રૂઝ, મુંબઈ-૪૦૦ ૦૫૪

જયંત પારેખ માલંચ, ૪૨૭, ૧૦મો રસ્તો
ચેમ્બૂર, મુંબઈ-૪૦૦ ૦૭૧

મુમુત્સુ પંચાલ, ૨૩૩, રાજલક્ષ્મી
જૂના પાદરા રોડ, વડોદરા-૩૯૦ ૦૧૫

સમ્પાદકીય પત્રવ્યવહાર શિરીષ પંચાલને નામે તથા વ્યવસ્થા અંગેનો પત્રવ્યવહાર મુમુત્સુ પંચાલને સરનામે કરવો

મુદ્રણસ્થાન :
ચંદ્રિકા પ્રિન્ટરી, મિરઝાપુર રોડ, અમદાવાદ-૩૮૦ ૦૦૧ ફોન :૨૦૫૭૮

# ખોદ્યા કર્યો છે આયનો આયનાની બહાર

રમણિક અગ્રાવત

## ૧ સ્થિતિ

રૂપાળા આરંભ પછવાડે
સૂસવતો પટ કોરો અંતહીન
ખખડતો ભણકાર
ધીમે ધીમે ધીમે
          વહી ચૂક્યો કાળ ઊકલે
વળી ગૂંચવાય
ઊકલે ગૂંચવાય ઊ-
-ફ... ટકે નહીં ઝાઝું આરંભ
          રૂપાળો રણકાર
ટકી રહે અતૂટ
ખખડતો ઓથાર.

*

આડત્રીસ વરસ લગી
સ્થિતિએ મને ઘડ્યા કર્યો છે
આડત્રીસ આડત્રીસ વરસ પછી નીપજેલી
મારી સ્થિતિ
એક ઝાટકે કેમ સમજાવું ?
તમારી સ્થિતિ લગોલગ
એને વહેવા દો
ચુપચાપ.

## ૨

કોરાધાકોર આયના સામે
હું આવી ઊભો રહું

ક્ષિતિજ સંશોધન પ્રકાશન કેન્દ્ર
સંસ્થાપક : સુરેશ જોષી
એતદ્ ૧૨૪
વર્ષ ૧૬ : અંક ૨ એપ્રિલ-જૂન ૧૯૯૫

વાર્ષિક લવાજમ રૂપિયા ૫૦, આજીવન રૂપિયા ૫૦૦/-

લવાજમ ભરવાનાં સ્થળ :
રસિક શાહ, ૨૪, બી/૬ મીરાનગર
એસવી રોડ, સાન્તાક્રૂઝ, મુંબઈ-૪૦૦ ૦૫૪

જયંત પારેખ માલંચ, ૪૨૭, ૧૦મો રસ્તો
ચેમ્બૂર, મુંબઈ-૪૦૦ ૦૭૧

યુયુત્સુ પંચાલ, ૨૩૩, રાજલક્ષ્મી
જૂના પાદરા રોડ, વડોદરા-૩૯૦ ૦૧૫

સમ્પાદકીય પત્રવ્યવહાર શિરીષ પંચાલને નામે તથા વ્યવસ્થા
અંગેનો પત્રવ્યવહાર યુયુત્સુ પંચાલને સરનામે કરવો

મુદ્રણસ્થાન :
ચંદ્રિકા પ્રિન્ટરી, મિરઝાપુર રોડ, અમદાવાદ-૩૮૦ ૦૦૧ ફોન :૨૦૫૭૮

# ખોદ્યા કર્યો છે આયનો આયનાની બહાર

રમણિક અગ્રાવત

૧ સ્થિતિ

રૂપાળા આરંભ પછવાડે
સૂસવતો પટ કોરો અંતહીન
ખખડતો ભણકાર
ધીમે ધીમે ધીમે
        વહી ચૂક્યો કાળ ઊકલે
વળી ગૂંચવાય
ઊકલે ગૂંચવાય ઊ-
-ક... ટકે નહીં ઝાઝું આરંભ
        રૂપાળો રણકાર
ટકી રહે અતૂટ
ખખડતો ઓથાર.

*

આડત્રીસ વરસ લગી
સ્થિતિએ મને ઘડ્યા કર્યો છે
આડત્રીસ આડત્રીસ વરસ પછી નીપજેલી
મારી સ્થિતિ
એક ઝાટકે કેમ સમજાવું ?
તમારી સ્થિતિ લગોલગ
એને વહેવા દો
ચુપચાપ.

૨

કોરાધાકોર આયના સામે
હું આવી ઊભો રહું

આયનો આયનો બને.
એક ડગલું આયનામાં
એક ડગલું બહાર
હું જમણો હાથ હલાવું
આયનો ડાબો
મારી ડાબી આંખ ફરકે
જમણી આયનાની
મારી જમણી બાજુની ખુરશી
આયનામાં ડાબે
કપાયેલો અસબાબ
આયનામાં ઊલટસુલટ
હું ચીસ પાડું મોટેથી
આયનો ખાલી હોઠ ફફડાવે
મારા પ્રતિબિંબને ઘસીને સાફ કરું
લંબાય આયનામાંથી હાથ મારા ભણી
મારા ખસી ગયા પછીની ખાલી જગ્યામાં
આયનો શું કરતો હશે ?

૩. દરવાજો

મારા ઘરનો દરવાજો
આદમકદ આયનાના માપનો છે
રોજ એમાંથી દાખલ થાઉં દુનિયામાં
એમાંથી જ પ્રવેશ ઘરમાં...

૪. પિંજર

આયનાઓમાં ખોવાઈ ગયો આભાસ
આ હમણા
આઠ આયના લગી લગોલગ
પૂંઠે પગેરું દાબતો ચાલ્યો
નવમે આયને આવતાં ગૂમ
અડધુંપડધું નામ
ને ઝાઝો ઝૂલતો અવકાશ
બધે બસ
કોઈ ખસી ગયું ચુપચાપ...
ગલી ગલીમાં રસ્તેરસ્તે ઘૂમી વળ્યો
કોઈ આયને તરડ મળે ના
આયનાની જાળ ચસોચસ

ઝૂલે અન્ય આયને
બૂમ પાડી બરકું તો ઝૂલે નામ આયને આયને
ઝૂલે પડઘાનાં પ્રતિબિંબ...

### ૫. ખોદ્યા કર્યો છે આયનો

પાંચ હજાર વરસથી
કાચપેપર ઘસ્યા કરું છું આયના પર
ઝાકળપડ ભૂંસવાં...
ટેરવાં ઘસાઈ ગયાં છે
નખ લીરેલીરા તો ય નડે છે
છાલા ઊતરી ગયેલો આદિમ હાથ
ઘસ્યા કરે છે ઘસ્યા કરે છે...
ક્યારેક તો એવું લાગે છે
હાથને બદલે આખેઆખા વંશવેલાથી
ખોદ્યા કર્યો છે આયનો
કે આ સમગ્ર પરિશ્રમ
          આયનાનો જ ભ્રમ છે ?
ઘસાવાનો કર્કશ અવાજ
આયનાથી આયના લગી
ખુદ આયના જેમ ખડો છે.

# ઊંટ સવારી-૧

## પ્રાણજીવન મહેતા

ઊંટે મને પૂછ્યું
ઊંટનો અરથ શું ?
હું અવાચક ઊંટને જોઈ રહ્યો.
મનમાં વિચારી જોયું
ઊંટનો અરથ તો ઊંટ જ થાય.
હું ઘડીક ચૂપ રહ્યો એટલે
ઊંટે ફરી એનું એ જ પૂછ્યું મને.
છેવટ કહ્યું :
ઊંટનો અરથ ઊંટ જ વળી બીજું શું ?
મારી તરફ જોઈ
નીચલો હોઠ વધુ લબડતો મેલી ઊંટ હસ્યું ઘડીક.
પછી કહે – ના. ના.
લે પાટી પેન ને ઘૂંટ
ઊંટનો અરથ નહીં ઊંટ.
પછી તો અમારી પ્રશ્નોત્તરી આગળ ચાલી.
વા-વંટોળ ? –ના. રેતઢૂવા ? – ના.
જળ-ઝાકળ ? – ના. વાટ-વણઝાર ? ના.
હું એકીશ્વાસે આગળ વધ્યો.
હાડચામ – હોડહેયું – ખૂંધ-ખાંધ- ઝાંઝવા-ઝરમર ?
– ના ના ના ના –
ઊંટ પણ એકીશ્વાસે બોલી ઊઠ્યું.
હું અંતે થાક્યો. હાર્યો.
તાત રેતમાં આંગળ ખોસી ઊંટનો અરથ ઘૂંટવા બેઠો.
કહ્યું : તું જ કહે ઊંટ, ઊંટનો અરથ મને.
અને ઊંટ બોલ્યું :
ઊંટ એટલે રણ રણકાર-રણ ઝાલર.

અહીં સ્પષ્ટ છે કે ઉપરોક્ત વિધાન, એક દરિયા મહેલમાં પુરાઈને રાચતા કલાકારને અનુલક્ષે છે. નહીં કે જેને અલ્પ વાચક-ભાવક વર્ગ સાંપડ્યો હોય તેવા સાહિત્યસર્જનને. હિમાંશી શેલતના જેવી ને જેટલી લોકપ્રિયતા સૌ કોઈ લેખક હાંસલ ન કરી શકે, તે સ્વાભાવિક છે. તેથી, તે લેખકનો સીમિત વાચકગણ હોવાને લીધે, તેનું સાહિત્યસર્જન 'નિષ્પ્રાણ વસ્તુ' (dead thing) બની જાય, એવું સમીકરણ માંડવું તે તો નરી બાલિશતા થઈ. અહીં આખો સંદર્ભ ગળી જઈ, ઉક્ત ભળતું જ વિધાન ઉઠાવી લઈ, સીમિત વાચક વર્ગ ધરાવતા સર્જક ઉપર ઠઠાડી દેવાના ને એમ તેના સર્જનને 'નિર્જીવ વસ્તુ' પ્રમાણિત કરવાના યત્નમાં પૉર્ટરનું જ અવમૂલ્યાંકન થતું નથી, બલકે આ વિવેચિકાનો ખુદનો રાગાવેગ પણ પ્રગટ થાય છે – જો તેમનું વાચન અધકચરું ન હોય તો. તેથી પ્રશ્ન એ થાય છે કે અહીં સાહિત્યનિષ્ઠા કેટલી?

૧ : ૨ 'હવે ભાવકનું શું થશે?' એવો જ ચિન્ત્ય વિષય લઈને, શરાફી વીજળીવાળા 'રિક્તરાગ' : વસ્તુથી કલાઘાટ સુધીની પ્રક્રિયા,' લેખ (એતદ્ : જાન્યુ-માર્ચ ૯૪)માં ઉપસ્થિત થાય છે. એટલે સૌથી પહેલાં તો, આ વિવેચિકાની થોડીક વિવેચન પ્રવૃત્તિઓ ઉપર અછડતો દૃષ્ટિપાત કરી લઈએ. પ્રવીણ દરજીએ તેમના વિવેચનસંચય 'પ્રસ્તુત'માં 'સાંપ્રત વિવેચન અમુક સર્જકને પદ્ચ્યુત કરી ઉતારી પાડતું તો તમુકને સાહિત્યાકાશમાં ચગાવતું હોવાની', ઉચિત ટીકા કરી છે. તો આ વિવેચિકા આક્રમક બની જઈ, તેમના ઉપર તૂટી પડે છે. ('પ્રત્યક્ષ' અંક ઑક્ટો-ડિસે. ૯૩). હરીશ નાગ્રેચાના વાર્તાસંગ્રહ 'તું બોલને !'ની સમીક્ષામાં જ્યૉર્જ પી. એલિયટનું અપ્રસ્તુત અવતરણ ટાંકીને, આ વાર્તાલેખક ઉપર તેઓ નિષ્કારણ ઝનૂનપૂર્વક ત્રાટકી પડે છે ('પ્રત્યક્ષ' અંક એપ્રિલ-જૂન '૯૩). 'શબ્દસૃષ્ટિ' (નવે. ૯૩)માં માય ડિયર જયુએ, જયંત ખત્રીની વાર્તા 'લોહીનું ટીપું' પર લખેલા આસ્વાદલેખ ઉપર આ વિવેચિકા આક્રમક બની જઈ આંધાધૂંધ તૂટી પડે છે (કંકાવટી, જાન્યુ. '૯૪).

આટલી પૂર્વભૂમિકા પછી, તેમના ઉક્ત લેખને મુદ્દાસર તપાસી જવાનો મારો આ ઉપક્રમ છે. તેમનું કહેવું છે : 'ગુજરાતી નવલકથા બે માર્ગે ફંટાય છે. ચન્દ્રકાંત બક્ષી, વીનેશ અંતાણી, મધુ રાય વગેરે લેખકોએ નવલકથામાં પરંપરાગત લક્ષણો જાળવી આધુનિક સંવેદનનું નિરૂપણ કર્યું.' તેઓ લોકભોગ્ય બની ગયા. બીજા માર્ગમાં, 'આકારની આરાધના' વેળા સામાજિક સંદર્ભ ઓગાળી મૂલ્યનિરપેક્ષતાની વાતો કરતો સર્જક, આત્મરતિમાં રાચતો થયો. આ 'બીજા પ્રવાહમાં વહેતા કિશોર જાદવ ટેક્નિકને જ સર્વેસર્વા માનતા આપણા દુર્બોધ વાર્તાકાર-નવલકથાકાર છે.' જોકે, લોકભોગ્યતા પ્રાપ્ત કરવા, ચન્દ્રકાન્ત બક્ષી, વીનેશ અંતાણી અને મધુ રાયની પંગતમાં બેસી જઈ અન્ય સર્જકોએ પણ લખાપટ્ટી કરવી, એવો કોઈ અચલ-અફર નિયમ ગુજરાતી સાહિત્યક્ષેત્રે પ્રવર્તતો હોય તો તે આ લખનારની જાણમાં નથી. તેનો અર્થ એવો પણ નથી કે આ લેખક (કિશોર જાદવ) અમુક જ એવા વિશિષ્ટ વર્ગ અર્થે સાહિત્યનું ઉત્પાદન કરવામાં રાચે છે. આવા અનુમાન પર, તેમજ ટેક્નિકને જ સર્વેસર્વા તેઓ માને છે ને એ ધરાર આંકારવાદી છે, એવાં તારતમ્યો પર કયા આધારે આ વિવેચિકા પહોંચ્યા? – કર્ણોપકર્ણ કે કાનફૂસીથી સાંભળેલી વાયકાઓના આધારે કે અગમ્યપણે થયેલી પરમજ્ઞાન પ્રાપ્તિના બળે?

૧ : ૩ તેઓ કહે છે : 'દરેક સર્જકને પોતાની આગવી કળાવિભાવના હોય.' તેનો કશો વિવાદ ન કરીએ. કેમકે કળાનિર્માણ વિશેની કોઈ ને કોઈ દૃષ્ટિ, વિભાવના, તેના કળાસર્જનમાં નિર્ધારક અને નિયામક બને જ છે., તેની એવી વિશિષ્ટ કળાત્મકદૃષ્ટિ અને કળાત્મક

હેતુના જોરે તો એ સાહિત્યકૃતિમાં માનવઅસ્તિત્વના પાયાના કૂટપ્રશ્નોની માંડણી કરવાનું સ્વીકારી લે છે. તેનો કે આધુનિક સમયના માનવ અસ્તિત્વની સમસ્યાનો એ ત્યાં ઉકેલ આપતો નથી. તેની ઉત્તર શોધવાની મથામણને કારણે આ વિવેચિકાને 'રિક્તરાગ' એક કૂટપ્રશ્ન બની જતી હોવાનું તેમના વક્તવ્ય પરથી ફલિત થાય છે. વારુ, 'બાકીના બે-ચાર જણા તે જાણવાનો દાવો કર્યા કરે,' તેમનું આ મંતવ્ય, ઉકેલના જાણભેદુઓની ચલાવેલી વસ્તીગણતરી નિર્ભર છે ?

૨ :૧ 'કિશોર જાદવ ગુજરાતી ટૂંકીવાર્તાનું એક એવું પ્રસ્થાન છે, જ્યાંથી વાર્તાએ પાછા વળવું જ પડે. કારણ કે એ ડેડ એન્ડ છે.' એમ તેઓ કહે છે. તો, 'આ ડેડ એન્ડ છે,' એવું તારણ શિરીષ પંચાલના કટાર લેખ 'અક્ષરની આરાધના'માંના 'કિશોર જાદવની વાર્તાઓ જે દિશાએ જવા માગતી હતી ત્યાં ભાગ્યે જ બીજો કોઈ વાર્તાકાર જવાનું સાહસ કરે. એ દિશાએ વાર્તા વિરામ પામતી હતી,' વિધાનનો જ શુકપાઠ છે, કે પછી આ લેખકના વાર્તાસાહિત્યના તેમના અભ્યાસ-પરિશીલનનો નિષ્કર્ષ ? જોકે, સમરસેટ મોમની રસાળ વાર્તાઓના અનુવાદો ને તેનાં બે-ચાર રસદર્શનો કે આંગળીના વેઢે ગણીએ તેટલી તેમની ચાર-પાંચ સુષ્ઠુ સુષ્ઠુ ગ્રંથ-સમીક્ષાઓ સિવાય કશો ગંભીર યત્ન જોવા મળ્યો નથી.

૨ : ૨ તેઓ કહે છે : 'ગુજરાતી વાર્તાએ તો પોતાની દિશા શોધી લીધી છે.' તો પૂછીએ કે, કઈ દિશા ? સાદગી સરલતાની ડિમડિમ બજાવતી અને પ્રદેશ વિશિષ્ટ તળપદ-બોલીતત્ત્વની ભૂરકી ભભરાવેલી વાર્તા-દિશા ? – જ્યાં જનપ્રવાહને ઝીલવાના, તો તેના વાસ્તવનું તરણું ઝાલીને તરી જવાના દાવાઓ હેઠળ છીછરાપણું, દુરાકૃષ્ટતા અને આયાસ, તળપદ બોલી પ્રચુરતાની ક્લિષ્ટતાનો વરવો ચિતાર રજૂ કરે છે, ને તેના રસાસ્વાદો કરાવનાર નિષ્ણાતો (dialecticians)ની પણ હવે સાહિત્યક્ષેત્રમાં ભીડ જામતી જાય છે, – તે જ દિશા ? અહીં એ પણ નોંધીશું કે આ નિષ્ણાતોને પ્રોત્સાહજનક નીવડે તે અર્થે, ગામઠી ઉચ્ચારોની સમજૂતીની પાદટીપો ય આવી રચનાઓ પૂરી પાડે છે.

૨ : ૩ ગુજરાતી વાર્તાની તે જ આગવી દિશા કે જેનું પરિષ્કૃતવાદીઓએ અગડંબગડં એવું 'એસ્થેટિક્સ' ઉપજાવી, તેના ઉપર અનુઆધુનિકતાવાદનું લેબલ લગાડ્યું ?

૩ :૧ હવે લેખનો મુખ્ય મુદ્દો તે 'કાચી સામગ્રીની કળામાં રૂપાંતર થવાની પ્રક્રિયા'નો છે. તેની ચર્ચા હાથ ધરીએ. અહીં આ વિવેચિકાએ બે પ્રશ્નો મૂકીને, 'પછી ?' અને 'કેમ ?' પૂછવાથી અનુક્રમે વાર્તા બને અને વસ્તુસંકલના મળે, એમ દર્શાવ્યું છે. શિક્ષાર્થીઓને શીખવતા હોય એમ તેમણે વસ્તુસંકલના કોને કહેવાય, તેનું સ્પષ્ટીકરણ આપ્યું છે. પછી, 'તેની ક્રિયાઓ ઉપર સર્જકે કોઈ પ્રકારના સંસ્કાર પાડવા પડે,' કહેતાંક 'કૃતિસર્જનપ્રક્રિયામાં ભાષાની વિવિધ ભૂમિકાઓ' લેખ (તાદર્થ્ય નવે. ૯૨ અંક)માંથી ઝબ્બૂ દઈને શ્રી હર્ષદ ત્રિવેદી 'પ્રાસન્નેય'નું બાવડું ઝાલીને, સમર્થનમાં તેમને ખડા કરી દીધા : 'સામાન્ય માનવીની જેમ સ્થૂળ ભૂમિકાએ બનેલી ઘટનાની બીજાને માત્ર માહિતી આપવાની હોત તો કલાકારે પોતાની શક્તિ દ્વારા સ્થૂળથી ભિન્ન એવી નૂતન ઘટના, સંકલના ઉપજાવી ન હોત. એનો આશય અમૂર્ત સત્યને મૂર્ત અને અનન્ય રૂપરચનાને રૂપે સિદ્ધ કરવાનો હોય છે.' આ અવતરણમાં જ એવી ચમત્કારિક શક્તિના તેમને દર્શન

થયાં કે અહીં 'રિક્તરાગ'માં કાચી સામગ્રી કઈ, ક્યાં ને કેવી રીતે કળામાં રૂપાંતરિત થવા પામી નથી તેની બારીક તપાસ-આલોચના કરવાની જફામાં પડવાને બદલે, તેના બળે જ આપોઆપ તેમને અભિમત સર્વકાંઈ જાણે કે પ્રતિપાદિત થઈ ચૂક્યું હોય એમ તેમના મોંએથી ઉચ્ચારો સરી પડે છે : 'બધું એમ જ કાચી સામગ્રીરૂપે આવતું હોય એવું નથી લાગતું ?' આવી જ રીતે, તેમણે 'જીવન-પ્રકાર, મુખ્ય પાત્રોની કટોકટી ને સમાજ-વ્યક્તિ ક્યાં, એવા પ્રશ્નો મૂકીને તેમની શોધ-તપાસ, પરીક્ષણ આરમ્ભવાને બદલે ક્લીન્થ બ્રૂક્સને ઉદ્ધૃત કરી, 'અનુઆધુનિક નવલકથાનો માનવ કોઈ રીતે તો આપણી સાથે સાદૃશ્ય ધરાવતો માનવી જ હોય છે', તુર્ત તેમણે અધ્ધરતલે જોરદાર અંગદકૂદકો લગાવ્યો છે : 'કિશોર જાદવની કથાસૃષ્ટિમાં આવું સાદૃશ્ય શોધી શકાય છે ખરું ?'

૩ : ૨ તેઓ કહે છે : 'અત્યાર સુધી વસ્તુસંકલના, તનાવ અને નિર્ધાર પર આધારિત હતી.' અને ઉમેરે છે – 'કથાનાયક સબળ નિર્ણયશક્તિ ધરાવતો નહિ હોવાથી, અહીં તનાવ અને પસંદગીનું સંતુલન નહિ સ્થપાતાં નરી અતંત્રતા પ્રવેશે છે. કશી ભાત જ ઊપસતી નથી.' ધારો કે, કોઈ સાહિત્યકૃતિના મુખ્ય પાત્ર માનસમાં choiceless awareness પ્રવેશી ગઈ, તો તેમના ઉક્ત સંતુલનની શી વલે થાય ? કૃતિ અંતર્ગત રચાતા અન્ય સંવાદી-વિસંવાદી, સમ વિષમ બળોનાં સંતુલન અને ભાતમાં ય તેમને cosmosને બદલે chaos જ દેખાય કે નહિ ?

૩ : ૩ 'વિષય (subject) અને સામગ્રી (content) જેવી પારિભાષિક સંજ્ઞાઓ આપણે ગૂંચવી મારીએ છીએ,' તેઓ આગળ વધે છે. અહીં આપણે નોંધીશું કે 'આધુનિક સાહિત્યસંજ્ઞાકોશ' અને 'પારિભાષિકકોશ' જેવા ગ્રંથો ચંદ્રકાંત ટોપીવાળા અને રઘુવીર ચૌધરીએ શક્ય તેટલી અધિકૃતતાસહિત ઉપલબ્ધ કરી આપ્યાં છે. વળી, પાંડિત્યયુગથી માંડીને સ્વરૂપવાદી, નવ્ય વિવેચન (New Criticism) કે સમસામયિક સાહિત્યવિવેચન સુધીની જૂનીનવી વિવેચનધારાઓમાં આવી પારિભાષિક સંજ્ઞાઓનાં અર્થ સંકેતોની ચોકસાઈ જાળવવા, તેની સાથે અંગ્રેજી પર્યાયોનો પણ ઉપયોગ થતો રહ્યો છે. ઘણીખરી સંજ્ઞાઓનું સશક્ત વિવેચનમાં સંમાર્જન, સંવર્ધન પણ થતું રહ્યું છે. ક્યારેક વિવેચનનાં સંપ્રત્યયો પણ બદલાયાં છે. તો, આ સંજ્ઞાઓ વચ્ચે ક્યારે ગૂંચવાડો ઊભો થયો, ને તેની ગૂંચની 'રિક્તરાગ' સંદર્ભે પ્રસ્તુતતા કઈ ? અહીં આપવડાઈનું લક્ષણ કોઈને ના દેખાય તો જ આશ્ચર્ય. ખેર, તેઓ 'વિષય' અને 'ઉપેય'ને થિમના પર્યાયો લેખવે છે. ને વિદ્વાન વિવેચક પ્રમોદકુમાર પટેલે કહ્યું છે તેમ 'અંગ્રેજીની થિમ સંજ્ઞા પણ કેટલીકવાર શિથિલપણે અને ઉપરછલ્લી રીતે પ્રયોજાતી જોવા મળશે,' તેનું જ તેઓ અહીં રટણ કરે છે, તેની સામેય વાંધો નથી. વિવાદાસ્પદ મુદ્દો આ છે : 'સર્જન પૂર્વે જે કાચો માલ છે તે સામગ્રી છે. લેખકના ચિત્તમાં કલાકીય રૂપાંતરણ પામ્યા પછી તેમાંથી વિષય નિપજે છે. ને થિમ સાંપડ્યા પછી જ લેખક કલમ માંડે છે.' તેમના આ વક્તવ્યનો અર્થ એટલો જ કે સર્જક ચિત્તમાં જ ઉક્ત સામગ્રીનું artistic transformation થયા પછી તેમાંથી વિષય (અર્થાત્ 'થિમ') ઉત્પન્ન થાય છે. કઈ મનોવૈજ્ઞાનિક પ્રયોગશાળામાંથી આવું મનોવૈજ્ઞાનિક સત્ય હાંસલ થયું, તે તો આ વિવેચિકા જ જાણે. એમ જ હોય તો, તે પૂર્વકૃત અને અકબંધ વસ્તુ 'થિમ'ને સાંગોપાંગ ભાષાના ઉપાદાન દ્વારા કાગળ ઉપર

ઉતારી-ટપકાવી લેવાનો, અર્થાત્ સ્થાનાન્તરણ કરવાનો જ, પરિશ્રમ સર્જકે ઉઠાવવાનો રહે. અહીં અમૂર્ત વિચારતત્ત્વને સીધેસીધું સાહિત્યકૃતિમાં મૂર્તવિધાનરૂપ બક્ષવાનો એ પરિશ્રમ છે, એમ સમજાય છે. એટલે કે, તેમના મતે થિમ તે સર્જકચિત્તનો અગાઉથી જ સંસિદ્ધ થયેલો તૈયાર માલ છે. ક્લીન્થ બ્રૂક્સ અને રોબર્ટ પેન વૉરનનું મંતવ્ય તેમણે અનુદિત કરીને ઉદ્ધૃત કર્યું છે, તેને મૂળ અંગ્રેજીમાં જ અહીં રજૂ કરું છું: 'The theme is what a piece of fiction stacks up to. It is the idea, the significance, the interpretation of persons and events, the pervasive and unifying view of life which is embodied in the total narrative.' (Understanding Fiction, edn 1971, P/272). અહીં જોઈ શકીશું, કે થિમ તે સાહિત્ય-વિવેચનને લગતી પારિભાષિક સંજ્ઞા છે, અને નહિ કે મનોવિશ્લેષણને લગતી પારિભાષિક સંજ્ઞા. વિવેચિકા ખુદ જ આ સંજ્ઞાઓ વચ્ચે ગૂંચવાયા છે. હવે જુઓ. પ્રમોદકુમાર પટેલને જરાક વિસ્તૃતપણે, પુનરાવર્તનના ભોગે પણ, ટાંકીએ. '... કૃતિની ગહન સંરચના, રચનાપ્રક્રિયા અને સમગ્રના તંત્રમાંથી ઊપસતો, અને સમગ્રમાં અન્વિત રહેતો, થિમ એ જરા જુદી વસ્તુ છે. પાશ્ચાત્ય વિવેચનમાં વ્યાપકપણે પ્રતિષ્ઠિત થયેલો થિમ એ સાહિત્યકૃતિની સંરચનામાં સજીવપણે અન્વિત રહેલો હોય છે... થિમ અનિવાર્યપણે કૃતિની સંરચનામાં અન્વિત રહેલું તટળ છે... નવલકથાની સમગ્ર રચનાપ્રક્રિયા દ્વારા, અને રચનાપ્રક્રિયાને અંતે, એ પર્યાપ્તપણે સાકાર થાય છે... સમગ્ર સંરચનામાં અતિ સૂક્ષ્મ અને પ્રચ્છન્નસ્તરે સક્રિય બનતું વિધાયક તત્ત્વ છે. એને કૃતિની સંરચનામાં ઘણે અંશે controlling idea કે dominant idea રૂપે પ્રત્યક્ષ કરી શકાય.' (પ્રતીતિ, ૧૯૯૧, પૃ. ૧૯૬-૧૯૭). પછી એકાએક સાવધ બની જઈને, આ વિવેચિકા કૃતિની જીવંત એકતા માટે તેની અનિવાર્યતા સ્વીકારીને, નિયમનને વર્ણવતા ઉપરોક્ત કથનને જ દોહરાવવા મંડી પડે છે: દરેક ઘટક તત્ત્વના સંયોજન દ્વારા સામગ્રીનું કલાકીય રૂપાંતર થઈ એક આકાર સર્જાય ત્યારે થિમ ઉદ્ભવે. આ નવલકથાના ઘટક તત્ત્વનું સંયોજન પણ કરે છે અને નિયમન પણ કરે છે.'

અહીં બબ્બેવાર સામગ્રીનું રૂપાંતરણ થાય છે; પ્રથમ વાર સર્જક ચિત્તમાં, ને બીજીવાર સાહિત્યકૃતિમાં. એ જ રીતે, તેમના મતે, થિમનો ઉદ્ભવ પણ બે વાર થાય છે. થિમની તેમને અભિપ્રેત કશીક દ્વિજોત્તમતા દર્શાવવાનો તેમનો આશય હોઈ શકે, એમ જ આપણે ઘટાવીએ. આવા પરસ્પર વિરોધી વિધાનોમાં તેમની અસમજણ-અર્ધદગ્ધતા આપણે જોઈ શકીએ છીએ.

૩ : ૪ 'રિક્તરાગ'નો થિમ શું?' એ દિશામાં આગળ વધતાં, તેઓ પ્રથમ તો આડે ફંટાય છે. 'તેમની છેલ્લી નવલકથા 'આતશ'નાં પ્રકરણોને સ્વતંત્ર વાર્તા તરીકે વિવિધ સામયિકોમાં પ્રગટ કરી તેમણે સ્વરૂપ સામે પણ પ્રશ્નો ઊભા કર્યા છે.' તેથી કહેવાનું એ પ્રાપ્ત થાય છે કે 'આતશ'નું પ્રકાશન થતાંવેંત, તેના વાચન-પઠન, સામગ્રીરૂપ સત્યના દોહન પૂર્વે જ, તેમણે દૃઢાવેલા કયા એવા ચુસ્ત સ્વરૂપ સામે આ નવલકથાએ સળગતા પ્રશ્નો ખડા કરી દીધા?

'વાચક-ભાવક પ્રતિભાવ-સંપ્રદાય'ના પુરસ્કર્તાઓ, કહો કે પ્રણેતાઓ, સ્ટેન્લી ફીશ અને વુલ્ફગેંગ ઇઝરમાંથી એકની સખ્ત ઝાટકણી કાઢી, સાહિત્યકૃતિને મૂલવવા બીજાની વૈચારિક ભૂમિકા Textને તેમણે પાયો ગણ્યો છે - Aesthetic responseનું પૃથક્કરણ કરવા. બરાબર

છે. તેઓ કહે છે : 'વિવેચન વ્યાપારમાં આપણે તો કૃતિને આત્મલક્ષી રીતે તપાસતા થયા. પરિણામે ભિન્ન ભિન્ન અર્થઘટનોએ over reading અને under readingના પ્રશ્નો ઊભા કર્યા.' આ વિવેચિકાનું 'વાચન' કયા પ્રકારનું છે, તે હમણાં જ આપણે ચકાસીએ છીએ. તે પહેલાં, વિવેચકના 'ચારિત્ર્ય'નો અને તેની સજ્જતા વિશેનો વિષ્ણુપ્રસાદ ત્રિવેદીનો ખ્યાલ અહીં ધ્યાનાર્હ છે : 'વિવેચક જેટલો નમ્ર તેટલો નિષ્ઠાવાળો થઈ, શુદ્ધ બુદ્ધિથી પોતાની ચેતનાને સાહિત્યકૃતિને સોંપે છે. સાહિત્યકૃતિ એના ચિત્તને સંપૂર્ણપણે અસર કરી શકે એવી વૃત્તિથી એ વાંચે છે. કૃતિમાં વર્ણવેલી લાગણીઓ અનુભવવા એ સહૃદય છે. કૃતિમાં ઉપસાવેલાં ચિત્રો જોવા એ કલ્પનાશીલ છે, સામ્ય અને વિરોધના વૈચિત્ર્યથી ઉદ્ભવતા સૌંદર્યને ઓળખવા તેને આંખ છે. વિચારોનાં ઊંડાણોને પહોંચી વળવા તેને જ્ઞાન અને બુદ્ધિ છે. આ બધાંનો સમાવેશ સહૃદયતામાં થઈ શકે.' (ઉપાયન, પૃષ્ઠ ૨૦). હવે પ્રશ્ન એ થાય છે કે ભાવક, ધૃષ્ટ અને ઉદ્ધત બની, સર્જકને નર્યો અજ્ઞાની ધારી, તુચ્છત્વ ક્ષુદ્રભાવે સાહિત્યકૃતિમાં પ્રવર્તે ત્યારે તેની રસાનુભૂતિ કેવી હોય ? એ ઉક્ત સહૃદય તો નથી જ. આપણા પૂર્વસૂરિઓએ વર્ણવ્યો છે તેવો વિવેચનમાં મૂલસ્થ અનનુભૂત આનંદાનુભવનો અધિકારી તો નથી જ. એ વૈયક્તિક રુચિ અરુચિથી મુક્ત ન હોય એ સાચું. પણ તેની 'શુદ્ધ વૈયક્તિક રસાનુભૂતિ'ની ય કોઈ ભૂમિકા હોવી જરૂરી કે નહિ ? પછી ભલે તે 'આસ્વાદન'ની ભૂમિકા પૂર્ણતયા Subjective હોય. વિવેચક આ ભૂમિકાએથી ઉપર ઊઠે છે; તેની દિશા હોય છે objective બની રહેવાની. કૃતિ સાથેના તેના સંનિકર્ષ ને વિવેચન-વ્યાપારની dialectical વિકાસપ્રક્રિયાના આરમ્ભે, એ એકેડેમિક બની બેસે છે. વસ્તુલક્ષી, અને એ રીતે સંક્રમણશીલ. આમ બનતું ન હોય તો આપણું સમસ્ત વિવેચનસાહિત્ય કાં તો ભાંડણવિદ્યામાં રાચતું હોત (ઉદાહરણ તરીકે, 'વસ્તુથી કલાઘાટ સુધીની પ્રક્રિયા'નો પ્રસ્તુત લેખ) કે પછી, પ્રશસ્તિગાનના ખડકલામાં અટવાયું હોત. અલબત્ત, વિવેચકનું વૈયક્તિક સ્વરતત્ત્વ તેમાંથી બાકાત થવા પામતું નથી. અહીં ઇંઝરના વિવેચન સિદ્ધાંતના મુખ્ય લક્ષણની નોંધ લઈએ. એ કહે છે : 'આત્મલક્ષિતા કે વસ્તુલક્ષિતાના વિભાવોને બદલે હવે આપણે આન્તર્-વૈયક્તિક સંદર્ભો ઊભા કરવા જોઈએ. એવા સંદર્ભોથી આપણે કૃતિના મૂલ્યાંકનમાં છુપાયેલી દુર્નિવાર આત્મલક્ષિતાને પકડી પ્રમાણી શકીએ.' (The Act of Reading, edn. 1991)

વળી, આ જ સંદર્ભમાં શિરીષ પંચાલનું મૂલ્યવાન વિધાન ટાંકવા પ્રેરાઉં છું : 'આ યુગમાં વિવેચનની ભાષા પણ પૃથક્કરણાત્મક બનવી જોઈએ, એને લીધે આત્મલક્ષિતાની ભૂમિકા ઘટી જવાની અને સાથે સાથે આપણી સમક્ષ કૃતિના એકે એક ઘટક તત્ત્વોનો અન્યોન્ય સાથે અને કૃતિના કેન્દ્ર સાથેનો સમ્બન્ધ પ્રકટ થઈ આવવાનો.' (વિવેચન : ચાર મુદ્દા - ઊહાપોહ શ્રેણી-૨). જો કે, 'કૃતિના કેન્દ્ર'નો મુદ્દો વિવાદમુક્ત નથી જ, પણ તેની ચર્ચા અત્રે અસ્થાને લેખું છું.

આ પરિપ્રેક્ષ્યમાં તપાસીશું તો વિવેચિકાની વિવેચન-ભાષાનો ખ્યાલ થશે. 'રિક્તરાગ' નવલકથાના આકલનમાં તેનાં પાત્રો-ઘટનાઓ, પરિસ્થિતિઓ, ભાવસંવેદનો, કાર્યો, ઈ. ઘટક તત્ત્વોનાં સંયોજનનો ચર્ચાવિષય અત્યંત ક્ષુલ્લક રહ્યો છે. તાર્કિક વિસંગતિઓ વાળો રહ્યો છે. કથાનાયકે આંખ ઉપર દૂરબીન તો ગોઠવ્યું નથી કે એટલા દૂરના અંતરે થતા દંગાફિસાદમાં સંડોવાયેલી વ્યક્તિઓને નિમેષમાત્રમાં ઓળખી કાઢે. જેની સાથે લાગતુંવળગતું ન હોય એવી લોહિયાળ ઝપાઝપીમાં કોઈ જીવ જાનજોખમે, મરણિયો બનીને ઊંધમૂંધ ઝંપલાવે ખરો ? આ કથાનાયકના રતિભાવો-કામેષણાઓ, તેના રાગ-અનુરાગ, કામ્યા-વિમુખતા, અન્યાનુરક્તિ, આંતરતનાવ ને તત્સંબંધે વિસ્તરતા તેના જીવન તાંતણાઓના કોકડાને ઉખેળતો આલેખ

એતદ્

વિવેચિકાએ વિસ્તૃતપણે રજૂ કર્યો છે. વિવેચનની ભાષા વર્ણનાત્મક (descriptive) રહી છે, ને ઉપરોક્ત વિગતોને બાદ કરતાં, સમસ્ત કથાવિશ્વને તેમાંથી તેમણે ગાળી નાખ્યું છે. ભૂતલમાં ગરકતા ધોરી માર્ગ (sinking High Way)નું વિઘ્ન, શહેરમાં દૂરવર્તી એવા સંબંધી સગરામકાકાની અછડતી મુલાકાત, અભેદ્ય દીવાલ ઉપર બેઠેલી વ્યક્તિનો હોજના પાણીમાં સાપોલિયા જેમ નાસભાગ કરતા ખુદના પ્રતિબિંબ સાથેનો કંકર તાકદાવ, પહાડટોચની સહેલગાહ - આરોહણસફર, રૂપવતીની છેલ્લી મુલાકાત વેળાની સ્વપ્ન-ઝાંખી, 'અપરાધ સાથે મુખોમુખ થવાના' (પૃષ્ઠ ૨૦૨), તો 'જળની ગહનતાનો તાગ હું પામી શકું એટલી સુધબુધ હતી' (પૃષ્ઠ ૨૧૨) જેવાં કથનો; ઉપરાંત, કૃતિની અંતઃસૂત્રતામાંથી અનિવાર્યપણે પ્રયોજાઈને પ્રગટતી પંખીની recurring images, સિંહ અને સિંહ - પંખીના સાયુજ્યનાં અર્થસમૃદ્ધ પ્રતીકો, તોતિંગ શલ્યામાં સંગોપિત મૃત્યુ-અવતારનું પુરાણ કલ્પન (myth)ને અન્ય પ્રતીકો-કલ્પનો, પાત્ર-કાર્યો, કલ્પનાપ્રસૂત પાત્ર માનસ નિરૂપણ, પરિસ્થિતિઓ, આ સર્વ ઘટકતત્ત્વોને સાદ્યંત વિશ્લેષ્યરૂપે - પૃથક્કરણશીલ રીતેભાતે તપાસવાનો, તેમના ચર્ચાવિષયમાં કશો ઉપક્રમ જ નથી. તેમની સર્વથા બાદબાકી ઉડાવી દીધી છે. કેમકે, તેમને ફાંફાં પડે છે. કે પછી, આ તત્ત્વોનોય તેમની ઇચ્છાનુસારની કથાનક-આનુપૂર્વી (Spatio-Chronological Order)માં વિન્યાસ થયો હોત તો તેઓ 'અર્થ કાઢવાની' કોશિશ કરત ? તેમને સગવડજોગ અર્થ આરોપિત કરત ? - એમ જ આપણે સમજવું રહ્યું ! તેને private mystification કે લટકણિયાં અંશો તરીકે ગણી કાઢી, તેના ઓઠા હેઠળ એક એવી છટકબારી શોધી લેવાય છે કે જેથી કૃતિ સાથેનો સહૃદય ભાવકનો મુકાબલો, જેની સાથે ગતિશીલ પારસ્પરિક પ્રભાવક ક્રિયા (interaction)નો કાંકરો જ ઉડાડી શકાય. પછી કથાનાયકની કશી ઝાંખીપાંખી surrogate self નો, પ્રચ્છન્ન કે પ્રગટપણે ભેટો થવા પામ્યો, કે તેની ચેતનાના અક્ષાંશ-રેખાંશ બદલાઈને ઉન્નયનનો કોઈ નકશો અંકિત થયો ખરો, તેનો ક્યાસ કાઢવાનીય મગજમારીમાંથી વિવેચનનો ઉગારો થઈ જાય છે.

અત્યાધુનિક નવલકથાઓમાં મુખ્ય થિમની ઓળખ સ્વયં પડકાર બની રહે છે. તે કાર્ય એટલું સરળ હોતું નથી. સર્જકે તેની કેફિયતમાં કરેલો તે અંગેનો સમસ્યાનિર્દેશ, થિમનું પ્રમાણ કરતો નથી. કૃતિમાં તેની સિદ્ધિ કે ઉપસ્થિતિનો અંતિમ નિર્ણય, કૃતિનાં સર્વ ઘટકોનું સામંજસ્ય, તેની સૂક્ષ્મતમ આંતરિક સંરચનાગત ભાતને તેમાં પ્રક્ષિપ્ત સર્જકના કળાકીય ઉદ્દેશના આધારે જ થઈ શકે. તેની તપાસની તાર્કિક ઉપપત્તિ પણ આ. અહીં 'રિક્તરાગ'ના થિમના આકલનમાં સર્વાશ્લેષી ઝીણવટભર્યા અવલોકનવાળી પ્રમાણનિર્ભર પીઠિકા જ ઉપસાવી શકાઈ નથી. હા. આંગળી મૂકીને તેની ચર્ચા કે નામાભિધાન લગભગ અશક્ય છે, એ ખરું. પણ તેનો અર્થ એવો નથી કે નવલકથાને ઊંધી પાડીને, બે પૂંઠાઓથી ખલેચીના પાછલા છેડાઓની જેમ પકડીને ખંચેરીએ કે તુર્ત તેમાંથી આપોઆપ થિમની સોનામહોર નીકળી પડે. તેનું મૂર્તરૂપ ગ્રહણ, કૃતિનાં મુખ્યગૌણ પાસાંઓ, તેનાં રચનાગત મૂલ્યો, તેનું સંઘટનસૂત્ર - ઘટકોનું અન્વય સાધક બળ, તેમાં પ્રવર્તતી સંપ્રજ્ઞ કળાદૃષ્ટિ ને એમ સમસ્યા-સ્તર (problem level) ઇ.નું વિમર્શન માંગી લે છે. સમગ્ર કૃતિનાં મર્મકોષોમાં પ્રવેશીને તેના પદ્ધતિસરના અર્થઘટન-મૂલ્યાંકન વિના, કૃતિના હાર્દને પ્રકાશિત કરવાનું શક્યવત્ નથી જ. અહીં, પ્રસ્તુત લેખમાં કશાં મૂલ્યવાચી વિધાનો જ ઉપલબ્ધ થતાં નથી. તાત્પર્ય એટલું જ, કે અહીં કૃતિ સાથેનો વિવેચિકાનો પ્રત્યક્ષ સમ્પર્ક કે કશો સમ્પાત જ જોવા મળતો નથી.

૩ : ૫ હમણાં જ કોઈક વિવેચકે (કે પછી વિવેચિકાએ ?) એવો મત દર્શાવ્યો કે 'પ્રત્યક્ષ પ્રમાણ'

તે કૃતિ જ. કૃતિની સંરચનાની ભાત, તેમના સંબંધો, કલ્પનો કે પ્રતીકો વચ્ચેના સંબંધો તપાસીને, કૃતિ-પૃથક્કરણમાં ઘટકો વચ્ચેના સંબંધો, તેમનાં સંયોજનને ઉકેલતી રસોપકારક પ્રવૃત્તિ વિના કૃતિનું આકલન સંભવે જ નહીં. તેના 'પ્રત્યક્ષ પ્રમાણ'નો અર્થ એવો તો થવો ન જોઈએ, કે કૃતિને ગોળ ગોળ ફેરવીએ કે તુર્ત તેમાંથી રસાનુભૂતિ નિષ્પન્ન થાય ને આપમેળે તેનું આકલન-અર્થઘટન પણ થવા માંડે. વિવેચનનું એવું વિશ્લેષણકાર્ય જ જ્યાં રહેતું ન હોય, ત્યાં તેની પ્રસ્તુતતા શી ?

૩ : ૬ કૃતિ વિશેના વિવેચનમાં ખરેખર તો કૃતિ પોતે જ સાર્વભૌમ છે. સર્વેસર્વા છે. કૃતિબાહ્યની વિગતો અપ્રસ્તુત. થિમની પરિશોધમાં આ વિવેચિકા, નવલકથાની પ્રસ્તાવના અને સુમન શાહ સાથેની લેખકની દીર્ઘ મુલાકાતમાંથી થિમતત્ત્વ ઢંઢોળી કાઢે છે. જ્યારે તેઓ કહે છે : 'ભલે નવલકથામાં સળંગસૂત્રતા ન હોય, તોય સૂક્ષ્મતંતુરૂપે પણ થીમ તો હોય જ. વળી નવલકથામાં ઘટકતત્ત્વોના સામંજસ્યથી થીમ આપોઆપ પ્રગટ થાય છે. એ કંઈ ખેંચીખેંચીને કાઢવાની વસ્તુ નથી.' તેમના મતાનુસાર આ પ્રગટ થવાની પ્રક્રિયા સમસ્ત સ્વયંચલિત હોવી જોઈએ, તેમ જ ભાવક-વિવેચકને તેમાં સંડોવાવાની, સક્રિય થવાની કોઈ આવશ્યકતા જ રહેતી નથી, એમ જ ફલિત થાય છે. એક બાજુ તેઓ નવલકથામાં સૂક્ષ્મતંતુરૂપે થિમ હોવાનું સ્વીકારે છે, જ્યારે બીજી તરફ તેઓ 'પ્રસ્તાવના' અને 'મુલાકાત'માં તેની શોધખોળ ચલાવે છે; તેમનો આ પરસ્પરવિરોધી તાલમેલ સ્વયંસ્પષ્ટ છે.

૩:૭ નવલકથાના Textના વાચનમાં, તેમની જેમ આ લખનાર પણ સ્તબ્ધ થઈ જાય છે. તેઓ કહે છે : 'અનુંબ્બાના મોતનું તહોમત લોયન્ત્રા પર મૂકતો માલિક... માલિક લોયન્ત્રાને સજા ફરમાવે છે.' 'રિક્તરાગ' નવલકથાની આ પ્રથમ આવૃત્તિમાં મુદ્રારાક્ષસે મુકદ્દમાવેળા ત્યાં માલિક (ખાણના ?)ને ઘુસાડ્યો તો નથી. નથી જ. તો વિવેચિકાનું આ non-reading કે પછી miss-reading લેખીશું ? હમણાં જ તેમણે 'વસ્તુસંકલનાને પામવા બુદ્ધિ અને યાદશક્તિ બન્નેની જરૂર પડે,' એવો ભાવક પાસેથી તકાદો કર્યો છે. પણ ખુદ જ તેઓ વિસ્મરણ (amnesia)માં ફસાયા કે શું ? સાહિત્યકૃતિમાં ક્યાંક મુકદ્દમાનું દૃશ્ય જોતાંવેંત જ, આપણા વિવેચકના શિર ઉપર કાફકાનું ભૂત સવાર થઈ જાય છે. વિશ્વસાહિત્યમાં અપરાધગ્રસ્ત ચેતનાનું કશું અધિષ્ઠાન જ જાણે કે નથી. દોસ્તોયેવ્સ્કીની 'ધ પઝેસ્ડ' નવલકથાના નાયક નિકોલાઈ સ્તાવ્રોજિનને દેખીને, 'ધ ટ્રાયલ'નો K પેદા થયો, એવી માંડણી કરવી અથવા તો Kમાંથી કામૂની નવલકથા 'ધ આઉટસાઈડર'ના મુકદ્દમામાં ઊભેલા મરસોલ્ટે અવતાર ધર્યો, એવી તારવણી કાઢવી એ તો મૂર્ખતાપૂર્ણ વિચારસરણી થઈ. બન્ને કથાનાયકો, વીસમી સદીના યથાર્થ માનવી સત્તાઓના એવા પ્રતિનિધિઓ છે જે મનુષ્યજીવનના વિધેયાત્મક વલણને વળગવા મથે છે, વળગીને તેને રક્ષવા મથે છે. તેઓ ભૌતિકવાદી સમાજની ગીરવી વસ્તુઓ નથી. moronic automata નથી. આધુનિક યુગના બાહ્ય સકંજાઓ – પ્રપંચોની જટાજાળ, માનવવ્યક્તિને સત્યથી સો ગાઉના અંતરે વેગળો રાખે છે. સત્ય તેનાથી સંતાતું ફરે છે. અનધિકૃત અસ્તિત્વની ખાઈમાં એ ધકેલાતો રહ્યો છે. આ માનવનિયતિ સામેની તેમની ઝૂઝ એક યા અન્ય પ્રકારે હજી ય અવિરત જારી છે. પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે, કે તેની સંભવિત આત્મપ્રદીપ્તિમાં, એ ક્રૂર અને નમનીય પ્રકાશ (cruel and salutary

light)ને સાંખી શકે, એવું સામર્થ્ય ધરાવે છે ખરો કે પછી માનવીય અસ્તિત્વની ઇયત્તાઓના ધ્વંસ અર્થના યા ખુદને અતિક્રમી જવાના ને પરાત્પર એવા કશાક તત્ત્વને માથે જવાબદારી નાખી દઈને નિરાંત અનુભવવાના તેના ઝાંવાઓને છાંડી દઈ, મનુષ્યપ્રકૃતિથી વિભિન્ન પરાયી એવી ઉદાસીન વિશ્વપ્રકૃતિનો એ વારસાગત તાબેદાર થવાને અહીં ફંગોળાયો છે ?

તેને એક મોટું આશ્વાસન છે; કહો કે, તેનો વિધેયાત્મક નિષ્કર્ષ છે, કે જીવન તેની સર્વ પરિમિતતાસહ સાક્ષાત્ તેની સામે ઉપસ્થિત છે. પણ અનિશ્ચિતપણે નિશ્ચિત એવા મૃત્યુની માથે લટકતી તલવાર, કોઈપણ ક્ષણે તેના સંગ્રામને વિફળ બનાવવી મૂકે છે. અહીં પલાયન ક્યાં અને કેવું અને તેની યથાર્થ માનવીય સત્તાનું શું ?

'રિક્તરાગ નવલકથાનો નાયક આ આધુનિક માનવીના ગોત્રનો છે. તેની સાથેના તેના સાદૃશ્યને પ્રમાણવામાં દૃષ્ટિભેદ આડરૂપ બને. પણ તેથી તેનું સત્ય ઓછું જ ઝંખવાવાનું છે !

'વૈશ્વિક સંદર્ભ', 'થિમ', 'અર્થ' સર્વકાંઈ લેખકે નવલકથામાંથી ગાળી કાઢ્યાં છે, કે વિવેચિકાએ તેમના લેખમાંથી તેમનો કાંકરો ઉડાવ્યો છે, તે સુજ્ઞો જ સમજાવી શકશે. સર્જક તેના પ્રત્યેક લખેલા-ભૂંસેલા શબ્દ માટે જવાબદાર છે. વિવેચક આકરો બની શકે છે. પણ તેના કઠોર મતને આધારો સહિત સમર્પિત કરવાને બદલે, બેજવાબદાર પ્રહારાત્મક અભિપ્રાયોની વીંઝાવીંઝ કરવાનો તેને જન્મસિદ્ધ હક્ક મળી ચૂક્યો છે, એમ તેણે માની લેવું ભૂલભરેલું છે.

૪:૧ કળામર્મજ્ઞોએ કળાના આગવા સત્યનો પરમ મહિમા કર્યો છે; તેમાં અંતર્નિહિત તેની સંવાદિતના તત્ત્વને કારણે જ. આ વિવેચિકાને 'સંવાદિતાના સત્ય'નું ભારે વળગણ છે. તો તેને આપણે કળાના 'પેટા-સત્ય' તરીકે ઓળખાવીશું ?

૪:૨ '...આ સર્જકને શૃંગાર આલેખતા આવડતો નથી ! જિન્સી વર્ણન સ્વીકાર્ય પણ અહીં તો જુગુપ્સક લાગે.' કહીને તેઓ પોર્નોગ્રાફીક ફિલ્મનાં સંભોગ-દૃશ્યો સિવાય આ નવલકથા-પાત્રોની કોઈ જરૂરિયાત ખરી ?' પ્રશ્ન ઉઠાવે છે. આપણે જાણીએ છીએ કે અશ્લીલ, બીભત્સ અને જુગુપ્સાપ્રેરક સાહિત્યને માપવાનાં કેટલાંક માનદંડો આપણી પાસે હાથવગાં છે. તેના આધારે વિશ્વસાહિત્યની ઉત્કૃષ્ટ કૃતિઓનો ખાતમો ઉડાડવાની પેરવીઓ ક્યાં નથી થઈ ? પણ એવાં સખ્ત માનદંડો કોરે મુકાઈ જઈને, આ કૃતિઓ સાહિત્યકલાના ક્ષેત્રમાં વ્યાપકપણે છવરાઈ વળ્યાનાં, તેમનું કળામૂલ્ય અનેકગણું વધી ગયાનાં જ્વલંત ઉદાહરણો સાહિત્યના ઇતિહાસમાં મોજૂદ છે. જોકે, 'રિક્તરાગ'નો આ કથાલેખક એવી ભ્રમણામાં ફસાયો નથી, ને તેની વિવેકબુદ્ધિ સાબૂત છે. પણ જ્યાં નક્કર ઘન તોર્તિંગ શલ્યા જ ખાણના પ્રવેશમાર્ગ પર પડેલી દૃષ્ટિગોચર થતી ન હોય, ત્યાં સંભોગરત પાત્રોનાં સૂક્ષ્માતિસૂક્ષ્મ માનસિક સંચરણ સ્ફુરણો, તેમની ચૈતસિક અવસ્થાઓ સહિતનું વાસ્તવ, પદાર્થોનાં ઐન્દ્રિયિક રૂપો, પાત્રો પદાર્થો અને પરિસ્થિતિઓ વચ્ચે નિરંતર કંપતા બદલાતા અને આઘાત સંઘાત સહિત રૂપાંતર પામતા સંબંધોનું થયેલું નક્કર પ્રત્યક્ષીકરણ, તો પાત્રો પદાર્થોનાં પરિવર્તન પામતાં પરિમાણો ને સમગ્ર માનવીય સંદર્ભના વિભાવનાની મૂર્ત થવાની પ્રક્રિયા-કળાના માધ્યમ દ્વારા થતો તેનો આવિર્ભાવ, એ સર્વકાંઈ આ વિવેચિકાને દેખાય કે ગ્રહણ થાય ખરાં ? તેથી ત્યાં માત્ર સ્વચ્છંદ કામાચાર-વિષયપ્રચુર દૃશ્યોની જ ઉપલબ્ધિ હોવાના ને 'આવા જાડા વાસ્તવ સાથે જાડી

રીતે જ લેખકે કામ પાડ્યું હોવાના' તેમના દૃષ્ટિકોણ વિશે, તેની તરતપાસ ને વિવેકબુદ્ધિ વિશે સંશય ઊપજે એ સ્વાભાવિક છે.

'રિક્તરાગ'ને કુમારસંભવમ્'ના રૂપમાં ને સળંગ સંસ્કૃતમાં ઢાળવાનું આ લેખકનું કોઈ ભાવિ-આયોજન નથી. તેથી સંસ્કૃત આલંકારિકોએ શૃંગાર-આલેખનની workshop ખોલી હોય, તો આબેહૂબ તેના જેવા જ રતિ-શૃંગાર અને વક્રોક્તિ વર્ણનોનાં પાઠ શીખવાની તેમને કશી આવશ્યકતા ખરી ?

સુરેશ જોષીએ આ સંદર્ભમાં જે કહ્યું છે, તે અહીં યાદ કરવા જેવું છે : 'શિષ્ટ વર્ગની રુચિના લઘુતમ દૃઢભાજકથી વેગળો જનાર ગાળ ખાય છે. યોજનાતંત્રની શિથિલતા ટીકાપાત્ર બનતી નથી. નવલકથામાં અમુકનું અમુક પ્રકારે જ નિરૂપણ થઈ શકે એવી છૂપી સમજૂતી વિવેચકોમાં છે. આથી અશ્લીલતાની સામે પુણ્યપ્રકોપ જાગે છે... સર્જકનું, એની સૃષ્ટિની રચના પરત્વેનું, સ્વાતંત્ર્ય અબાધિત હોવું ઘટે (કથોપકથન, પૃ. ૮૦).

૪:૩ છેલ્લે, 'અહીં નાયકના શહેરમાં જવા વિશેનું એક આખું પ્રકરણ ધારો કે નવલકથામાં ન હોય તો શો ફરક પડે ? નટવરસિંહ પરમારે ઉપસ્થિત કરેલા વાંધા (પ્રત્યક્ષ, ઓક્ટો-ડિસે. ૯૧)ના, તો 'ચિમનું પોટકું ફસકી ગયાના ને પોર્નોગ્રાફી ફિલ્મના તેમના મુદ્દાઓનું જ આ વિવેચિકાએ અત્યોત્સાહમાં પુનશ્ચરટણ ચલાવ્યું છે. તેવી જ રીતે, સનત ભટ્ટે 'નિશાચક્ર'ના સંદર્ભે કરેલા મતોચ્ચારને 'રિક્તરાગ' ઉપર ઠઠાડી દઈ, તેમની પ્રામાણિકતાના દાવાઓવાળી કબૂલાતસહ, તેમણે ચુકાદો આપી દીધો છે. 'બાકી બધું કામચલાઉ;' જ્યારે, આ કથાના નાયકમાં નટવરસિંહે 'માણસને અતિક્રમવાની ગતિની' જોયેલી સંભાવના અને સનત ભટ્ટના 'લેખકને પોતાના ભૂતકાળ કરતાં, અહીં જુદા જ ફંટાયા હોવાના અભિપ્રાય (એતદ્, જુલાઈ-સપ્ટે. ૯૨)ને તેમની દોષૈકદૃષ્ટિથી ઉડાવી દઈ, તેમાં તેઓ પુનરાવર્તનો શોધવા મચી પડ્યાં છે. તદ્ઉપરાંત, 'લેખકની narrative ability ત્રણેય નવલકથાઓમાં નબળી રહી છે, વિવેચકોના માનીતા આ સર્જકને વાચકોએ ક્યારેય સ્વીકાર્યા નથી, વિવેચક પણ યથાપ્રસંગે વાચકને તતડાવી લે છે,' અને, 'કદાચ આ લેખક પર તૂટ્યો છે, એટલો ગુજરાતી વિવેચક કોઈ પર વરસ્યો નથી,' (લેખકે તેને લાચંરુશવત તો આપી નથી જ) આમ વિવેચકોનો પણ તેમણે ઊધડો લીધો છે. આવાં બેસુમાર ઉભડક, બિનપાયાદાર અને ક્ષુલ્લક વિધાનોથી નુક્તેચીનીઓ શોધી, દોષદર્શનનું આકાશ ઉપાડી આપ્યું છે. જોકે, સ્થળસંકોચભયે આવાં વધુ નિદર્શનો ટાળ્યાં છે.

તાત્પર્ય એટલું જ, કે વિવેચિકાએ માત્ર નકારાત્મક વલણવાળો ભારે ઉદ્યમ મચાવ્યો છે.

૪:૪ આપણા સાહિત્યાચાર્યોએ 'સહૃદય'ના ચિત્તને અનેક સાહિત્યકૃતિઓના પૂર્વ પરિશીલનથી મુકુરીભૂત થયેલું કલ્પ્યું છે. આવાં 'પ્રીડિસ્પોઝિશન્સ'ની વાત ઈઝરે પણ 'સહૃદય'ની વિભાવનમાં મૂકી જ છે. વિશ્વની ઉત્કૃષ્ટ કૃતિઓનાં અધ્યયન-નિદિધ્યાસન અને તેમનાં પ્રકારોની જ્ઞાનસંપન્નતાના તેમ જ 'શિસ્ત'ના બળે, કૃતિને સમગ્રમાં પામવા, અવગત કરવા, આ 'સહૃદય' તેની નિજી વૈયક્તિકતાને ગાળી-ઓગાળી નાખે છે. અહીં આ વિવેચિકાએ વિશ્વના સાહિત્યસમ્રાટો ફોક્નર-હેમિંગ્વેની સાહિત્યકૃતિઓ, કાફકાનું કથાવિશ્વ, તો ગેબ્રિઅલ માર્કવેઝની સરરિઅલ શૈલી ધરાવતી 'ઓટમ્ ઓવ્ ધ

પેટ્રિઆર્ક'નાં ઉદાહરણો ટાંકીને, તેમની પરિષ્કૃતિ રુચિદૃષ્ટિ, વિદગ્ધતા અને જ્ઞાનગરિમાના આડકતરા નિર્દેશો મૂક્યાં છે. પણ આવા સાહિત્યસ્વામીઓનાં નામોલ્લેખો માત્રથી તેમને આત્મસાત્ કરી લીધાનું આપોઆપ પ્રતિપાદિત થતું નથી. તેમની વિવેચનસિદ્ધાંતસુસજ્જતા ને પ્રવક્તાના સમર્થનમાં જ્હોન વેઈન, ક્લીન્થ બ્રૂક્સ, રોબર્ટ શોલ્સ, ઇ. એમ. ફૉર્સ્ટર, સ્ટેન્લી ફીશ, ઈઝર, આર્નોલ્ડ બેનેટ તો સંસ્કૃત અલંકારશાસ્ત્રીઓ મેસન અને પટ્ટવર્ધન, આનંદવર્ધન અને મમ્મટ, અને મૂર્ધન્ય વિવેચક વિષ્ણુપ્રસાદ ત્રિવેદીને પણ લેખમાં પ્રસ્તુત-અપ્રસ્તુત સંદર્ભોમાં ખેંચી લાવ્યા છે. વિવેચનના અસંખ્ય માપદંડો વર્ણવતાં શાસ્ત્રો, વાર્તિકો તથા ધોરણો, મૂલ્યોની ચર્ચા ઉપલબ્ધ કરી આપતાં ભાષ્યો આપણી આસપાસ સર્વત્ર વ્યાપી-વીંટળાઈ વળ્યાં છે. ભિન્નભિન્ન વિવેચન-પદ્ધતિઓને પરિપાટીઓ-તરાહો, તેમના 'વિભાજિત-પટ સહિત' અતિ પ્રચલિત બની છે. પણ મહત્ત્વપૂર્ણ બાબત એ છે, કે કૃતિના સાક્ષાત્કારમાં, તેના અપરોક્ષ કલાનુભવમાં તથા તેની વિવેચનામાં એ કેટલે અંશે ઉપકારક નીવડે છે. વિવેચક માત્ર શાસ્ત્રવેત્તા-વ્યક્તિ નથી. એ હૃદયશ્રુત અને સહૃદયોત્તમ પણ છે.

આમ તમામ મુદ્દાઓની છણાવટ કરતાં જોઈશું તો 'રિક્તરાગ'ની વિવેચનામાં પ્રમાણભૂતતાનો અભાવ, તાર્કિક અસંગતિઓ, કૃતિબાહ્યની અપ્રસ્તુત વિગતો, બિનઆવશ્યક અવતરણો ને ઉપરછલ્લા મૂલ્યાંકન-અર્થઘટનની પોકળતાને વિશેષતઃ અન્તર્દૃષ્ટિનો સદંતર લોપ, તેને કૃતક અને અ-વિવેચનકક્ષાનાં બૂંગાઓમાં ફેરવી નાખે છે. કૃતિનિષ્ઠ તર્કપૂત એવો મૌલિક વિવેચન-અભિગમ જ નથી. રાગાવેગોપ્રેરિત, પૂર્વાગ્રહદુષ્ટ અંગતપ્રલાપો અને પાંડિત્યપ્રદર્શન આત્મરતિનું લક્ષણ ક્યાં નથી બનતું ? વારંવાર ભારપૂર્વક જેની કબૂલાત વિવેચિકાએ કરી છે, તે પ્રામાણિક્તા ક્યા પ્રકારની હશે, ને અહીં તેમની અંતિમ નિષ્ઠા કઈ, તે સહેજે ય સમજી શકાય છે.

૪:૫ 'કિશોર જાદવની કૃતિઓ અસ્વીકાર્ય જ હોય એવું કહેવાનો આશય જ ન હોય,' આવા વદતોવ્યાઘાતથી તેઓ સમુદાર બની જઈ, આ કૃતિમાં કોઈ કશું શોધી શક્યું હોય તો તે પ્રાપ્તિની પ્રતીતિ કરાવવા તેમણે તેની અવગમનક્ષમતાની પૂર્વશરત મૂકી. તેથી એમ ફલિત થાય છે, કે સાહિત્યસર્જન-વિવેચનનો ઇજારો અમુક એક વર્ગ-જૂથને હસ્તગત છે, ને તેની જોહુકમીને અન્ય વિવેચકે વશ વર્તવાનું રહ્યું કેમકે, એ પક્ષકાર બની શકે છે. વળી, તેના વિવેચનની પારિભાષિક સંજ્ઞાઓ, તેની પરિપાટી-પદ્ધતિ ને તેની અસંદિગ્ધતા, તેની કૂટતા (jargon અથવા lingo) યા સંક્રમણશીલતાના નિર્ણાયકતત્ત્વો, આ વર્ગ જ બાંધી આપે. પરિણામે, ઉક્ત પ્રાપ્તિ-પ્રતીતિ તેને જ નિર્ભર. આમ જ હોય તો, આવી બુદ્ધિજાડ્યતા, અહંકેન્દ્રિતા, વાદાવાદી ને પક્ષિલતા-પતરાજીથી સાહિત્યસર્જનકળાનો કશો જયવારો ખરો ?

૪:૬ હવે મુદ્દો રહ્યો દુર્બોધતાનો, જેની ચર્ચા અત્રતત્ર થતી જ રહી છે. તે વાતનું કશું નાવીન્ય નથી. આવા તબક્કે, તેનું પિષ્ટપેષણ કંઈ કારગત નીવડે પણ નહિ, તે સર્વવિદિત હકીકત છે. આમ છતાંય, આ સંદર્ભમાં વર્ષો પહેલાં કવિતા-રસાસ્વાદને અનુલક્ષતા નિરીક્ષણો ઉમાશંકર જોશીએ કરેલાં, તે વાર્તા-નવલકથા જેવા કથાસાહિત્યના વિવરણ-અવલોકનને આજે પણ પર્યાપ્તપણે લાગુ પાડી શકાય, તે અહીં ધ્યાનાર્હ છે : 'આ પરિસ્થિતિથી આપણા કેટલાક વિવેચકભાઈઓ અકળાઈને આજની કવિતાને ગાળો દેવા માંડે છે, તો કેટલાક કવિજનો વાચકોનો વાંક કાઢે છે. પણ એ બધું ભેગું થઈને આપણે

ક્યાં છીએ, સંસ્કારિતાની કઈ કક્ષાએ ઊભા છીએ તેનું જ પ્રદર્શન કરે છે. વિવેચકો તક મળતાં અદ્યતન કવિતા દુર્બોધ છે એ સિદ્ધ કરવા કૂદી પડે એ કરતાં જૂની કે કોઈપણ કવિતાની સમજણ કાવ્યરસિક વર્ગમાં ફેલાય એ માટે પ્રયત્ન કરતા રહે... ગુજરાતી જેવી હજી પણ ઘડતરદશા સેવતી ભાષામાં પ્રતિભાવાન કવિ પણ દુર્બોધતાનું, સામો માણસ ધારે ત્યારે સહેજે ય ચડાવી શકે એવું આળ ભાગ્યે જ ટાળી શકે.' (શૈલી અને સ્વરૂપ, પૃ. ૨૩૯-૪૨).

આમ કહીને, તેમણે મણિલાલ ન. દ્વિવેદીના શબ્દો જ પરખાવ્યા છે.

''આપણા લોકને કેવળ 'વાતો' વાંચવાની ટેવ પડી હોય છે, એટલું જ નહિ, પણ 'ગુજરાતી' ભાષા તો અમારી પોતાની છે એટલે તેમાં એવું લખાણ થઈ ન શકે કે અમે સમજ્યા વિના રહીએ એમ પણ ઘણા એક માને છે... તથાપિ પણ વિચારની ગહનતાને લીધે તે લખાણનું તત્ત્વ ગ્રહણ ન કરી શકનાર લોકભાષાને માથે દોષ ચઢાવી પોતાનું જ્ઞાન તો સર્વ વાત જાણવાને પૂર્ણ છે એમ ખોટી મગરૂરીમાં આનંદ માની અજ્ઞાની રહે છે.' (સુદર્શનગદ્યાવલિ, પૃ. ૧૩૫-૧).

તેમણે તો આટલેથી માંડવાળ કરી લીધી. પણ હજીય, ગુજરાતી સાહિત્યક્ષેત્રે એવી જ પરિસ્થિતિ પ્રવર્તતી હોય તો, આયોનેસ્કોના શબ્દો નમ્રતાપૂર્વક પરખાવવાનું વલણ અખત્યાર કરવું પડે : 'When people no longer share your opinions, when you can no longer make yourself understood by them, you have the impression of being confronted with monsters-rhinos.' (Le monde).

(૨)

૫:૧ તાજેતરમાં જયંત કોઠારીએ તેમના 'વાંકદેખાં વિવેચનો' ગ્રંથરૂપે પ્રગટ કર્યાં છે. જોકે, હમણાં જ Cynic Dictionary નામનો અંગ્રેજી શબ્દકોશ પ્રકાશિત થયો છે, તેના શબ્દભંડોળનું તેમાં કોઈ પણ પ્રકારનું સામ્ય જોવા મળતું નથી, તેથી તેના નામાભિધાનની એટલી સાર્થકતા વરતાતી નથી. તેમાં તેમણે પોતાને ઉદ્ધારક તરીકે સ્થાપ્યા છે : 'ખોટું થતું દેખાયું હોય ત્યારે મેં પુણ્યપ્રકોપ અનુભવ્યો છે અને સાહિત્યના ક્ષેત્રની રખેવાળી જાણે મારે શિરે હોય, હું જાણે મસીહા (ઉદ્ધારક) હોઉં એવો નૈતિક જુસ્સો પણ મારા પર સવાર થઈ બેઠો છે... કોઈ વાર હું સક્રિય બની જાઉં છું અને સુધારાની જાણે ઝુંબેશ ઉપાડું છું (વાંકદેખાં વિવેચનો, પૃ. ૧૮-૧૯). અહીં 'સત્યનિષ્ઠ' અને 'સૌંદર્યનિષ્ઠ'નું સુભગ સાયુજ્ય જોવા મળે છે, ને તેને આપણે બિરદાવીએ - જેમ રમણ સોનીએ તેમને સૌંદર્યનિષ્ઠ રહીને ય સાહિત્યિક મૂલ્યદૃષ્ટિ તો વ્યાપક જીવનસંદર્ભને પણ આવરી લેનારી હોય છે,' વર્ણવતાં, નવાજ્યા છે તેમ. તેમનાં વિવેચનાત્મક લખાણો બહુશઃ મધ્યકાલીન સાહિત્ય ('સાહિત્યિક તથ્યોની માવજત' તથા 'અનુક્રમ'), મેઘાણીની વિવેચનપ્રવૃત્તિ, પ્રેમાનંદ : તત્કાલે અને આજે, કાન્તનું ગદ્ય, 'સરસ્વતીચંદ્ર'નું સમાજમીમાંસાનું પ્રકરણ ને સ્થુલિભદ્ર વિષયક જૈન સાહિત્યનાં ફાગુ કાવ્યો ('ઉપક્રમ'), 'ઇન્દુકુમાર'નું વસ્તુવિધાન ને 'રાઈનો પર્વત' (વ્યાસંગ), તો ફરીથી નરસિંહ-મીરાં, ભાલણ, કાન્ત અને કલાપીની ખેલદિલી ? ('વિવેચનનું વિવેચન' તથા 'વાંકદેખાં વિવેચનો')માં તેમનો 'ફેરવિચાર' જેવા અભ્યાસલેખો સુધી અને 'ભારતીય કાવ્યસિદ્ધાંત'માંનો તત્ત્વવિચાર ને 'સરસ્વતીચંદ્ર : વીસરાયેલાં વિવેચનો' સંપાદન-સંકલન પાછળની તેમની

શાસ્ત્રીયતા સુધી વિસ્તરે છે. તેમાં તેમની વિશેષજ્ઞ વિવેચનદૃષ્ટિનાં વ્યાપ અને વૈવિધ્ય જોવા મળે છે. આમ છતાં, તેમણે નિખાલસભાવે કબૂલ્યું છે : 'સાહિત્યના સઘળા વિસ્તારોમાં મારી ગતિ કે રુચિ છે અથવા એકસરખી ગતિ કે રુચિ છે એમ હું નહીં કહું – આધુનિક સાહિત્યના કેટલાક નવતર ઉન્મેષો સાથે મારાં મન-બુદ્ધિનો મેળ બહુ બેઠો નથી.'

તો જે નવોન્મેષોની કલાભિવ્યક્તિ અંગે તેમણે મન-બુદ્ધિને કેળવ્યાં નથી, તેને લગતાં અસમભાવી એવાં આડેધડ અભિપ્રાયો તેઓ આપે ને તેનું તાટસ્થ્યપૂર્વકનું આકરું પરીક્ષણ થાય, ત્યારે તેને અસહિષ્ણુતામાં કેમ કરી ખપાવી દેવાય ? એટલું જ નહીં, તેમાં ઉતારી પાડ્યાની સામેવાળાની 'આક્રમકતા' અને અકળ 'સંયોગો' હોવાની ધારણાઓ હેઠળ હેત્વારોપણ જોવું, એ તો નરી આત્મપ્રવંચના થઈ. 'વિદ્યાનિષ્ઠા'માં અન્ય વ્યક્તિ પણ સ્પષ્ટવક્તા બની શકે છે, ને તેની આકરી તીખી ટીકાને ઉદારતાથી નિભાવી લેવાની ખેલદિલી હોવી જરૂરી છે. તેમની ટીકાથી અવિચલિત રહેનાર ઉમાશંકર જોશી અને સુરેષ જોષીની મોટાઈની અપેક્ષા, તેમની પાસેથી પણ સૌ કોઈ રાખે, એ જીવનસંદર્ભ તેમની દૃષ્ટિ બહાર રહ્યો લાગે છે. બાકી, કોઈ પણ કળાની પ્રતીતિ અંગેનો ઊહાપોહ અહર્નિશ થતો રહેવો જોઈએ. તો જ આપણી કળાસૌંદર્યદૃષ્ટિ અને સૌંદર્યમીમાંસાની સૂઝબૂઝનો આંક કદાચ મેળવી શકીએ. આપણા સમગ્ર સાંસ્કૃતિક-જીવનની નાડના ધબકારની પરખ ત્યાં છે. મનુષ્યચેતનાનાં સંચલનોનો સંકેત પણ આમ પામી શકીએ. પણ, 'અહીં આ રચનામાં તો મને કશી કલા-પ્રતીતિ થતી જ નથી,' એમ કહીએ, ત્યારે આ સંજ્ઞા ઉપર સાપેક્ષતાની છાપ ક્યાં નથી ઠોકી બેસાડતા ? પિકાસોનાં ચિત્રો જોઈને કવિ ફિલીપ લાર્કિન આવાં જ ઉદ્ગારો કાઢતો રહેલો. જ્યારે બીજી બાજુ, કોઈ સુપ્રતિષ્ઠિત કવિ-વિવેચકે જે કહ્યું છે તે અહીં સ્મરણે ચઢે છે : 'I don't believe in being guided by people who writes a bout me... I am going to write my way, and if that does not agree with people's sensibilities or even their digestions, it does not make any difference to me.'

આવી સ્થિતિ પ્રવર્તતી હોય, ત્યાં આપણી રુચિદૃષ્ટિનો મેળ બેઠો નથી તેવા આધુનિક સાહિત્યના નવતર ઉન્મેષો ઉપરની કોઈ અર્ધદગ્ધ કલમની અણછાજતી, આકરી ટીકાટિપ્પણીને 'પ્રમાણિકતા અને તટસ્થતા'નાં પ્રમાણપત્રો આપી બેસીએ, ત્યારે એક 'સત્યનિષ્ઠ' તરીકે કશો ચિત્તક્ષોભ અનુભવીએ છીએ ખરા ! ઉપરાંત, સાંપ્રત કથાસાહિત્યમાં તળપદ બોલીની બોલબાલામાં જુગુપ્સાપ્રેરક વરવાઈનાં સાહિત્ય પોટલાં નીકળી જતાં હોય ત્યારે એક 'સૌંદર્યનિષ્ઠ' તરીકે કશી કદર્યતા અનુભવીએ છીએ ખરા ! કે પછી 'તેની સામેય આંખમીંચામણાં ! કહેવાનું એ પ્રાપ્ત થાય છે, કે સાહિત્યિક હવામાન બાંધવાના ઓઠા હેઠળ ખરીખોટી ઝુંબેશના નારાંઓ લગાવનારાઓના આપણે પ્રતિપાળો-આશ્રિતો ન બનીએ. તેમની છત્રછાયાઓ ન રચીએ તો જ સાહિત્યસર્જન કળાને પાંગરવાનો, તેને ફળવા-ફાલવાનો માર્ગ મોકળો કરી આપીશું. વિવેચનના નામે થતી ફેંકાફેંકી, ને સત્ત્વશીલનેય હણવાના અવિવેકી ઉચ્છેદન-કાર્યનો જુવાળ ઓસરી જઈ, તેનીય સર્જનાત્મક દિશા ઊઘડી આવશે.

૫:૨ સામ્પ્રત ગુજરાતી ભાષા અને સાહિત્યક્ષેત્રે કટોકટીના પ્રશ્નને ગણેશ દેવીએ The Book Review જર્નલમાં, તેમના અતિથિ સંપાદકીય લેખ The Crisis of Languageમાં ઠીકઠીક ચર્ચ્યો છે, તેમનું એક મૂલ્યવાન વિધાન અહીં ઉતારવા પ્રેરાઉં છું : 'સાહિત્યિક વિવેચન મૂળ પ્રશ્નોમાં અટવાયેલું છે, અને વિશેષતઃ અંગત રાગાવેગોમાં રાચે છે.' જો

કે, તેમનાં અન્ય નિરીક્ષણો ને નિષ્કર્ષો અત્યંત વિવાદાસ્પદ છે. 'વર્તમાન સાહિત્યની તરુણ પેઢી સ્થગિતતાના તબક્કામાંથી પસાર થઈ રહી છે, તેનું મુખ્ય કારણ સુરેશ જોષીની અનુપસ્થિતિ.' તેમની આ વ્યાહૃતિ અતિશયોક્તિભરી જ લેખીએ. અલબત્ત, સુરેશ જોષીએ સ્વરૂપવાદી અભિગમથી ગતિમાન કરેલા આંદોલનમાં સાહિત્યકળાની પાયાની વિભાવનાઓ, મૂળ ગૃહીતો, સ્થાપિત 'સત્યો' અને ચિંતનવિવેચનના રૂઢ માનસ પર કુઠારાઘાત ચલાવી, શુદ્ધ કલા, રૂપનિર્મિતિ, નિરપેક્ષ સર્જકતા ઇ.ના ઉચ્ચ આદર્શો સહિત તેમની જુદી જ સાહિત્યિક ભૂમિકાઓનું નિર્માણ કરવાનો તેમનો સાહસિક પુરુષાર્થ અપૂર્વ રહ્યો છે. તેમાં જોઈ શકીશું કે પાશ્ચાત્ય સ્વરૂપવાદનું ભારતીય કાવ્યશાસ્ત્રમીમાંસાની પરિભાષામાં પૂર્વીકરણ (orientalise) કરવાનો તેમનો વિશેષ ઝોક રહ્યો છે. કેટલાંક સૈદ્ધાંતિક સામ્યો પણ તેમણે તેમના અદ્યતનલક્ષી વિચારવલણોમાં આવરી લઈ, નવેસરથી તપાસવાનો કઠોર ઉદ્યમ રચ્યો છે. સર્જનવિવેચનની કેટલીક અંગ્રેજી સંજ્ઞાઓના, આપણા અલંકારશાસ્ત્રમાંથી પર્યાયો ઉપલબ્ધ કરી, તેમનો સમન્વય સાધીને સર્જનની શાસ્ત્રીય ભૂમિકા આખી ઉપસાવી આપી છે. સાહિત્યિક (વાર્તા)માં ઘટનાના gravitional and levitational બળોનાં એવા તો પ્રમેયો ઉપજાવ્યાં કે કળાનું કલેવર તેવાં ઉચ્ચાલનોને કદાપિ સાંખી ન શકે. તેમની બૌદ્ધિક સંવિત્તિમાં આધુનિક પાશ્ચાત્ય સર્જન વિવેચનચિંતનનો, ફિનોમિનોલોજી, અસ્તિત્વવાદ, અતિવાસ્તવવાદ વિચારધારાઓનો પ્રભાવ રહ્યો છે. અહીં આપણે એ પણ નોંધીશું કે તેમના આ સ્વરૂપવાદી પ્રચંડ આંદોલનના પ્રારંભે જ પશ્ચિમમાં આધુનિકતાવાદનો મૃત્યુઘંટ વાગતો સંભળાયો. અનુ-આધુનિકતાવાદની ચળવળ મચી.

આપણી તરુણ પેઢી પાસે તેની વાચનમૂડીમાં, તેની બૌદ્ધિક સંવેદનામાં કળાવિષયક અને અસ્તિત્વવિષયક ચિંતનની આ દાર્શનિક અભિગમની કશી પાર્શ્વભૂમિકા જ નથી. તેની પાસે કેટલાંક સરલીકરણો હાથવગાં છે. અનુઆધુનિકતાવાદ એટલે પરંપરા – પ્રાદેશિકતા – ભારતીયતા, આધુનિકતાવાદ એટલે નિર્માનવીકરણ, અસ્તિત્વવાદ એટલે શૂન્યવાદ? હતાશા, વિષાદ, વિસંગતિ અને નિઃસારતાવાદ જે વિધેયાત્મક દૃષ્ટિ સામેનો વિદ્રોહ છે. અસ્તિત્વમૂલક તત્ત્વચિંતનની પીઠિકાને સમજવા, સાર્ત્રનાં સાતસોથી વધુ પૃષ્ઠોનો દળદાર ગ્રંથ Being and Nothingness-An essay on Phenomenological Ontology, કે Psychology of Imagination અથવા તો કળા અને સૌંદર્યમીમાંસાનાં ગ્રંથો Essays in Aesthetics અને What is Literature ? કોણે જોયાં ? કિર્કેગાર્ડ, હાઇડેગર અને નિત્સે તો દૂરની વાત રહી. 'પણ સર્જક થવાને તેમના સમ્પર્કની કશી જરૂર ખરી ?' એમ કોઈ પૂછી બેસે. અહીં એટલું જ અભિપ્રેત છે, કે તમે જે વિશ્વસંસ્કૃતિમાં જીવી રહ્યા છો, તેની આધુનિક વિચારધારાઓથી સાવ અસ્પૃષ્ટ તો રહી જ ન શકો. તેને ઝીલીને, આત્મસાત્ કરીને જ સર્જકે તેના આગવા વિશ્વનું નિર્માણ કરવાનું છે. તેમને સૌને તો અભરાઈ ઉપર ચઢાવી દીધા. અહીં તો સુરેશ જોષીની કળાદૃષ્ટિનોય ઝાંખોપાંખો, ઉપલક પરિચય જ નથી, તો પછી તેમની ગહન વિચારણા કે તેના વિલક્ષણ આંતરૂવિરોધોની આલોચનાની વિદગ્ધતા ક્યાંથી ? જો કે, તેમણે રજૂ કરેલી સર્જનવિવેચનની કેટલીક સંજ્ઞાઓ હજીય અસ્પષ્ટ – સંદિગ્ધ જ રહી છે, તેનો ચર્ચાવિમર્શ અહીં અસ્થાને છે. મુખ્ય મુદ્દો એ છે કે પાશ્ચાત્ય અનુઆધુનિકતાવાદનું anthropocentric મોજું, માનવતાવાદના ઉબાળને ખેંચી તેને ભારતીય પરંપરાઓમાં સાંકળવાનો, ઢાળવાનો ને તેનું પૂર્વીકરણ (orientalise)

કરવાનો સાચોખોટો – અધકચરો ઉદ્યમ, આ તરુણ પેઢીએ રચ્યો. ત્યાં સર્વસર્જન વ્યાપારમાં mimesis ઉપર મજબૂત પકડ મેળવવાનો તેનો મરણિયો યત્ન દેખીતો છે. કેમકે, ત્યાં બૃહદ્ જનસમુદાયને આશ્લેષમાં લેવાની સર્જકની નેમ છે. જ્યારે બીજી બાજુ, બાહ્યવિશ્વના પ્રતિનિધાનનો, અનુકૃતિનો, અર્થાત્ mimesisના ખ્યાલનો જ બહિષ્કાર કરતી સુરેશ જોષીની કળાદૃષ્ટિના 'શુદ્ધકળા'ના આદર્શને, આ કૃતિસૌષ્ઠવને ઝનૂનપૂર્વક પુરસ્કારવાનું વલણ એટલું જ પ્રબળ રહ્યું છે. કેમ કે, તેમાં 'પરિષ્કૃત'નો પરમ મહિમા છે. આમ બે પરસ્પરવિરોધી, વિસંગત એવા શાસ્ત્રીય ખ્યાલો (theoretical notions)મા ગુબ્બારાઓ ઉડાડવામાં આ તરુણ પેઢી રાચે છે.

૫:૩ વાસ્તવિકતાનાં નિરૂપણમાં, તેનો ગઢો નહિ, ને તેનું વાયવીરૂપ પણ નહિ, એવા તેમના પ્રધાનસૂરના સંદર્ભમાં પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે, કે મધ્યમકદની એ વાસ્તવિકતા તે કઈ ? આધુનિક્તાવાદ સામેનો તેમનો મુખ્ય આક્ષેપ છે : 'તેમાં સામાજિક-માનવીય સંદર્ભનો જ છેદ ઉડાવી દેવાય છે.' તેની સમીક્ષા કરતાં જોઈશું તો સ્વયં ભાષાની સંરચનામાં જ વૈશ્વિક પ્રક્રિયાઓ સંનિહિત હોય છે, ને સાહિત્ય સંપ્રજ્ઞપણે તેનો છલપ્રયોગ કરે છે. તેથી ઉક્ત આક્ષેપ તે સ્થગિત બુદ્ધિનું જ લક્ષણ છે.

૫:૪ આપણી સમૃદ્ધ પરંપરાઓ ને શ્રદ્ધેય મૂલ્યો-પુરુષાર્થનો બોધ, નીતિમય જીવનનું આચરણ ને સામાજિક ધર્મ પ્રત્યેની કર્તવ્યપરાયણતા કે જેમાં જીવનની સાર્થક્તા રહેલી છે, તેની આ પેઢી સાહિત્યના બળે પુનઃ સ્થાપિત કરવા મથે છે. ગુઈથેએ યાંત્રિક અને ભૌતિક વિકાસને વર્તમાનની એક માત્ર જીવનરીતિ ગણી છે, જેમાં તત્કાલીનતા તેની પૂર્વક્ષણને હડપ કરી લે છે, મનુષ્યજીવન યંત્રના લયને અનુવર્તે છે. ત્યાં કશી પરંપરા સ્થપાતી નથી; માનવીય લય, પરંપરા વિના પ્રતિષ્ઠિત થઈ શકે નહિ. અતીતઝંખાને મૂર્તરૂપે પામવા, અહીં પ્રણાલિકાગત ભૂતકાળની ખોજનો, તેને પુનર્જીવિત કરવાનો એક એવો પુરુષાર્થ છે જે મનુષ્યને તેના જંતુભાવમાંથી મુક્તિ અર્પે, તેની સાર્થકતા સિદ્ધ કરે. એરિસ્ટોટલે કરુણાન્તિકામાં ભાવકની ભાવ-લાગણીઓનું વિરેચન સાધવાનો સિદ્ધાંત રજૂ કર્યો. અહીં તો, તરુણ પેઢીના સાહિત્યને એક એવી ચિકિત્સાજનક કાર્યશીલતા (therapeutic function) સોંપવામાં આવી કે જેના વડે મનુષ્યના નિર્માલ્ય આત્માનો ઈલાજ થઈ શકે.

ઉત્કૃષ્ટ સાહિત્યકૃતિઓ અણધારી રીતે આમ પરિણામકારી નીવડે ખરી. પણ તે મનુષ્ય કે સંસ્કૃતિનું પરિવર્તન આણવાનો દાવો કરી શકે નહિ. તે અર્થે, સમાજસુધારકોનો તોટો નથી. અસંખ્ય બણબણાટ અને અ-સાહિત્યમાં જકડાઈ ગયેલી ચેતનાને કળા ઊંચે ઉઠાવે છે, તેનો વિસ્તાર સાધે છે.

૫:૫ પ્રદેશવિશિષ્ટ બોલીતત્ત્વને તેના તમામ લય-લહેકા-લઢણો, રૂઢિ-કહેવતપ્રયોગો, ઉચ્ચારો-વાક્સંરચનાઓ સહિતની અનેક સ્તરીય ભાષા ચેતનાને રૂપાયિત કરવાની તરુણ પેઢીની મથામણ છે. જેના સામાજિક સૂચિતાર્થો ઘસાઈ ગયાં છે તેવાં, ને જીર્ણ થઈ ચૂકેલાં શબ્દોમાંય પ્રાણ પૂરવાનો તેનો હઠાગ્રહ છે, કે જેથી ગુજરાતી જીવનદૃષ્ટિ, મૂલ્ય, ભાવલોક ઇ.ને તે પૂર્ણકળાએ પ્રગટાવી શકે. તેમાં ભારતીયતાના અનુસંધાનનો અભિષેક કરવાનાં ભાવના આદર્શ ભળેલાં છે. સર્જનકેન્દ્રમાં આમ ભાષાની જુદી તરાહોને આણી,

---

* તેની વિસ્તૃત ચર્ચા અર્થે જુઓ : 'The Poetics of Fiction : Todorov' P.109

તેની તમામ શક્યતાઓ તાગવાનો યત્ન રહ્યો છે. અસલી અને તળ ધરતીનાં આદિમબળોને મનુષ્યજીવનનાં કશાક અતિપ્રાકૃત તત્ત્વોને ગ્રહણ કરવાની સર્જકવૃત્તિ ત્યાં કાર્યરત છે. ભાષાના લુપ્ત પરિમાણ અને મનુષ્યના સુષુપ્ત અજ્ઞાત ચિત્તવ્યાપારોની પુનઃશોધ, આધુનિક સાહિત્યના હાર્દમાં છે જ. ત્યાં પણ ભાષાની અભિવ્યંજનાત્મક શક્તિની અંતઃક્ષમતાને તાગવાનું અસાધારણ સર્જકકર્મ સર્વવિદિત છે. અતિપ્રાકૃત તત્ત્વનો ઉપયોગ, એની સાભિપ્રાયતા ઉપજાવ્યા વિના, સાહિત્યકૃતિમાં નહિ થઈ શકે. કાફકામાં એક નવા જ પ્રકારની અતિપ્રાકૃતતાનો વિનિયોગ થયેલો દેખાશે. એ અતિપ્રાકૃતતાને એનું આગવું સત્ય હોય છે. આ સત્યને તે ઇંદ્રિયજન્ય પ્રમાણોથી પુરવાર કરીએ એવું સત્ય નથી, એ aesthetic probability છે. વળી તળપદ બોલીનાં જુદાં જુદાં પોતનું પ્રયોજન કૃતિમાંથી નિષ્પન્ન થતું ન હોય તો તે કેવળ આગંતુક તત્ત્વ છે. નાગરીભાવના ગાંગડા ઉપર તળપદબોલીના સાકરપડ (sugar-coating)ની અપેક્ષા કૃતિમાંથી જ જન્મતી નથી તેને વિવેકપૂર્વક ટાળવાનું વલણ અનિવાર્ય ખરું કે નહિ ?

આ રીતે સમગ્રપણે તપાસીશું તો થોડાક અપવાદો બાદ કરતાં, આદિમબળો અને અદમ્ય જાતીય આવેગો-અતિપ્રાકૃત તત્ત્વોનાં નિરૂપણમાં ઉપરોક્ત aesthetic probabilityનો અભાવ, ભાષાનાં જે પાસાંઓ સંશયપ્રદ છે ને જેની સૂચિતાર્થસમૃદ્ધિ તે તેની માત્ર બરડતા છે તેનો વ્યામોહ, ક્લિષ્ટ બોલીતત્ત્વની પ્રચુરતાનું નિષ્પ્રયોજન, એ સર્વકંઈને લીધે તેનો સર્જનવ્યાપાર વૈયક્તિકતામાં સરી પડે છે, એમ સ્પષ્ટપણે દર્શાવી શકીએ. ભાષારૂપોનું કોઈ visionary વિશ્વ ત્યાં ઉપસ્થિત થતું નથી. ગણેશ દેવીને તેમાં સામાજિક નિસબત અને સામાજિક વાસ્તવ દેખાયાં, તે અભિપ્રાય સાથે ભાગ્યે જ સહમત થઈ શકીએ.

૫:૬ વર્તમાન કથાસાહિત્યમાં પરંપરા અને પ્રાદેશિક ચેતના અગ્રસ્થાન ભોગવે છે. અર્થાત્, તે જ તેનું ચાલક બળ. આ સંદર્ભમાં ઇરવિન હાઉનું એક વિધાન અહીં યાદ કરવા જેવું છે : 'Left to itself, a regional consciousness is not likely to result in anything but a tiresome romanticising of the past and, thereby, a failure to understand the present.' (William Faulkner ; A Critical Study, 3rd edn, 1975)

આ લખનાર અસ્તિત્વવાદનો પુરસ્કર્તા કે હિમાયતી નથી. તથાપિ, કહેવાનું એ છે કે આધુનિક યુગનાં અમાનુષી પરિબળોથી ઘેરાયેલા મનુષ્યજીવનની – તેની અરાજકતા, સંત્રસ્તતા, મૂલ્યહ્રાસ અને નિર્વેદગ્રસ્તતાની – મુખોમુખ થવાનું કૌવત તરુણ પેઢીનો સર્જક ગુમાવી બેઠો છે; કે પછી, તેની સાથે અપરોક્ષતા કેળવીને, તેનું પ્રતિરૂપ આપવામાં એ અસમર્થ નીવડ્યો છે. એટલે જ, પોતાના કોચલામાં ભરાઈ જવાની શાહમૃગીય વૃત્તિને એ વળગી પડ્યો છે, એમ જ સમજવું રહ્યું !

તેનામાં કશુંક બદલી નાખવાનો અભિનિમેષ છે. તેના પ્રયાસરૂપે પૂર્વોક્ત તત્ત્વોનો સમન્વય સાધવામાં, થોડાક અપવાદલેખે 'ગદ્યપર્વ'નું પ્રદાન પ્રશસ્ય રહ્યું છે. પણ વાર્તાસ્વરૂપની અભિવ્યક્તિઓ, કોઈ તદ્દન ભિન્ન વિભાવનસ્તરેથી થવા પામી નથી. આકૃતિસૌષ્ઠવ કે સંવિધાન પરત્વે, સૌંદર્યમૂલક નવીન અભિગમનો દૃષ્ટિવિશેષ ત્યાં પ્રસ્ફુરિત થતો નથી. 'આધુનિકતાવાદના ભ્રમિત ખ્યાલમાં 'વિ-' અને 'ગદ્યપર્વ', છાવણી સામયિકોમાં પલટાઈ

એતદ્

જવાની ધાર ઉપર ઊભાં છે. પ્રમુખ પરંપરિત ધારાને તોડનાર આંદોલનો તરીકેની ગણેશ દેવીએ કરેલી તેમની ગણના, તે તથ્યની જ તોડમરોડ છે.

૫:૭ સામ્પ્રત સાહિત્યનો લેખક સમુદાય, તેના વાચકવર્ગથી કદાચ બહોળો છે, એમ કહેવામાં કશી અતિશયોક્તિ નથી. તેથી કોઈ લેખક એમ માનતો-મનાવતો હોય કે તેનો વાચકગણ તો બહુ મોટો છે, ને એ અત્યંત લોકભોગ્ય થઈ પડ્યો છે, તો તે વલણ મૂર્ખતાભર્યું જ લેખવી શકીએ. લોકપ્રિયતા તે કોઈ પણ સર્જકની કે કળાકૃતિની કસોટી હોઈ શકે નહિ. વળી, લોકપ્રિયતાનાં નિર્ણાયક તત્ત્વો યુગે યુગે ફરતાં બદલાતાં જાય છે. દૃષ્ટાંત રૂપે જુઓ. સુરેશ જોષીનો તેમના જીવનકાળ દરમિયાન જ મર્હૂમ તરીકે ઉલ્લેખ કરતા તે ચન્દ્રકાંત બક્ષીની ધારાવાહિક નવલકથા 'લીલી નસોમાં પાનખર'નો વર્તમાનપત્રમાં છપાતો હપ્તો મેળવવા દૈનિકની ઑફિસે સેંકડો માણસો પડાપડી કરતા. આજે, તેમની વચ્ચેની એ પરિસ્થિતિનો વ્યુત્ક્રમ થઈ ગયેલો, કોઈ પણ વિદ્વજ્જનને તુરંત દેખાશે. આપણી પ્રજા સારગ્રાહી છે, એ ખરું. યદ્યપિ, પાશ્ચાત્ય અનુઔદ્યોગિક જગતની રહેણીકરણી તેમ જ કળાપ્રવૃત્તિઓની Pluri-cultural range of stylesમાં પણ આ સારગ્રાહિતા (eclecticism)નું વલણ પ્રધાનપદ રહ્યું છે. પણ આપણે ત્યાં તેનું આધિક્ય પ્રચુરમાત્રામાં છે. જરા અમસ્તું સારું જોયું તો રાજીરેડ થઈ કાખલીઓ કૂટનારી, તો નગણ્ય ક્ષતિના કાગનો વાઘ બનાવનારી, પ્રગલ્ભ સાહસ સામર્થ્યના બણગાંઓ ફૂંકનારી, પણ હવાફૂકડી જેવી પ્રજા. આવાં સામાજિક મનઃસંચલનો-વર્તનો એટલી હદનાં કે ઘરની સંપ્રજ્ઞ જ્યોત ઓલવીને, શેરીના વીજળીદીવા પાછળ દોટ લગાવનારી. તેની પરખ આડે, પેલી સારગ્રાહિતા વ્યવધાનરૂપ બની રહે. આ પ્રજ્ઞાપરાધ ઉપર ઢાંકપિછોડાઓય ઓછા નથી. તેમાં masculine cultureનું હવે વર્ચસ્વ ઘટીને feminine cultureએ સ્થાન લીધું. નારીમુક્તિવાદનું આપણે સૌ યથાયોગ્ય ગૌરવ કરીએ, પણ તેનો અર્થ એ નથી કે સાહિત્યિક સંસ્થાઓને નારીવાદી ચળવળનાં પ્રતિષ્ઠાનોમાં પલટાવી નાખીએ. સંસ્થાપિત સંગઠનોથી વિમુખ રહીને જ મહાન લેખિકા ટૉની મોરીસને તેમના કાળા વર્ણના સમાજજીવનનાં ફોરમ-ફલ્ગુસ્રોતો, અંધ-આદિમ, તે જ છાયાઓ સહિતની સમસ્ત સંસ્કૃતિ, તેની સંચેતનાને તેમના નૈતિક દર્શન, પ્રખર ન્યાયબુદ્ધિ અને અપાર સમભાવથી અપ્રતિમ કળાવૈભવમાં આવિર્ભાવ અર્પીને, ઉચ્ચ કળાસિદ્ધિઓ હાંસલ કરી છે. જ્યારે આપણા નિકટવર્તી પૂર્વમાં તસલીમા નાસરીન, કનિષ્ટ કક્ષાની નવલકથાના જોરે રુશ્દીનો પુરુષ નમૂનો (male model) અપનાવી, વિશ્વખ્યાતિની જંજાળમાં ફસાઈ પડી છે; She writes, but wrongs. આવા પ્રકારની અહમહમિકાના લીધે જ પશ્ચિમમાં હવે નારીમુક્તિક્રાંતિ, નિષ્ફળ નારીવાદ (Failed Feminism) તરીકે ઓળખાવાય છે. જેમ્સ જૉય્સનું ઊંડું અધ્યયન કરનાર આઈરીશ લેખિકા એડના ઓબ્રિયનનું કથન, આ સંદર્ભમાં રસપ્રદ જણાશે': 'We are fundamentally, biologically, and therefore, psychologically different. A lot of things have been said by feminists about equality, about liberation, but not all of these things are gospel truth...

સાહિત્યદાઝથી પ્રેરાઈને, નિષ્ઠાપૂર્વકની ઉપાસનાથી સાહિત્યકળાનાં શિખરો સર કરી શકાય છે - With aesthetic sensibilities of high order. તેનો અભાવ, માત્ર જાતીય દ્વેષ

(gender jealousy)માં પરિણમે. જે નિષ્કૃષ્ટ છે, ઉપરછલ્લું-પાંખું-છીછરું છે, તે પણ પ્રથમ પંક્તિમાં મુકાઈ જાય. સાહિત્ય સંગીન જૂથવાદોને જ પોતાનું જીવાતું ભૂત માનતા આપણા કેટલાક સર્જકો, એવા ક્લૈબ્યનું દ્યોતક છે. આ સર્વ હકીકતો પાછળનાં સાંસ્કૃતિક કારણોની સમાજશાસ્ત્રીઓ અને તજજ્ઞોએ તપાસ કરી, તેનું સાચું નિદાન કરવું રહ્યું. 'આજના ગુજરાતમાં સાહિત્યિક સંસ્કૃતિ લઘુસંસ્કૃતિ છે,' એવા ગણેશ દેવીના તારણ પાછળના તેમના સર્વેક્ષણમાં રહેલો દૃષ્ટિદોષ, તેમના કેટલાક negative hallucinationsનું જ પરિણામ છે.

૬:૧ કહેવાય છે કે મનુષ્યઅણુઓને એક સંગઠનતંત્રમાં ગૂંથી લેવાય, ત્યારે તેમનો ઉપયોગ તેમના નિજી હક્કદાવે, પૂર્ણ જવાબદાર માનવીઓ તરીકે થતો નથી. પછી ભલે તેમનાં ઉપાદાનો રુધિરમાંસમજ્જાનાં હોય. યંત્રના આધિપત્યવાળી સંસ્કૃતિમાં, મનુષ્યના અપૌક્તિક પાસાના ઉચ્છ્વાસની કોઈ હવાબારી નથી. તેથી તે અન્ય પ્રકારે, તેનો આવિષ્કાર સાધે છે. હિંસાચાર, ઊર્મિમાંધતા, ગાંડપણ, ખૂનામરકી, ઇ.તેની પરિણતિ છે. સંપત્તિ અને સત્તા, વિષયતૃપ્તિ અર્થે મનુષ્યે તેના આત્માનો વિજ્ઞાન અને ટેક્નોલોજી સાથે વિનિમય કરી લીધો છે. આ કટોકટીના યુગમાં અનુઆધુનિક્તાવાદ તેના માનવકેન્દ્રિતાના ધક્કા સાથે પ્રવેશે છે. તેનો પ્રબળ તત્ત્વદર્શી સંદર્ભ છે, સંરચનાવાદ અને વિનિર્મિતિવાદ, શબ્દની અર્થ-નિશ્ચિતતાનો ધ્વસ્ત, અને માનવતાવાદ સામેનો પડકાર, જે વીસમી સદીના અંતિમ તબક્કાની demystificatory ફિલસૂફીને વ્યક્ત કરે છે.

જર્મન ફિલસૂફ હાબરમાસ અને ફ્રાન્સના અનુસંરચનાવાદી લ્યોતાર વચ્ચેની વિપ્રતિપત્તિથી ત્યાં અભિપ્રેત છે તેમ - આધુનિક્તાવાદના વિરોધમાં, પરાભૂત પ્રગતિવાદી આવેગ-સંવેગોના, આવાં ગાર્દની જીર્ણતા અને પ્રતિ-ક્રાંતિકારી રાજકારણના - આ યુગની કળા તે આધુનિક્તાવાદ. આધુનિક્તાવાદ ખતમ થઈ ચૂક્યો છે, ને નવ્ય કળા સંસ્કૃતિના યુગનું પ્રસ્થાન થયું છે, તો વળી તે આધુનિક્તાવાદ નિર્ભર છે, ને અમુક માત્રામાં તેનો વિદ્રોહ પણ કરે છે; આમ સૂચવતી આ સંજ્ઞા સ્વયં વિરોધાભાસી છે, વિવાદાસ્પદ છે. વસ્તુતઃ આધુનિક્તાવાદી આંદોલનની જેમ, તેમાં ઉદ્દામવાદી અને પરંપરાવાદી વલણો, આંતરવિરોધો, વિભાજનો અને દિશાન્તરો પ્રવર્તે છે. સ્પષ્ટરૂપમાં, તેના સૌંદર્યશાસ્ત્રની કે તત્ત્વદર્શનની સુગ્રથિત વિચારધારાનો ઉદ્ભવ થવા પામ્યો નથી. વીસમી સદીની દિશાઓનો એ એક જટિલ નકશો માત્ર છે. તેના વ્યસ્ત અભિગમમાં electicism, pluri-culturalismને વધુ તો અનુઔદ્યોગિક hi-tech frame of referenceનો પ્રભાવ રહ્યો છે. યંત્રવિકાસને તે સંશયગ્રસ્ત દૃષ્ટિએ જુએ છે. સૌંદર્યનિષ્ઠ રીતિશૈલી, વિવેચનપ્રવૃત્તિ, તો આર્થિક અને રાજકીય પરિસ્થિતિ અને મિશ્રસાંસ્કૃતિક વિચારવલણો સાથે આ સંજ્ઞા સંકળાતી રહી છે. વિશેષતઃ સ્થાપત્યકળાક્ષેત્રમાં તેના ચલણનું વર્ચસ્વ વરતાય છે. હવે પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે, કે આધુનિક સ્વરૂપવાદ અને અમૂર્તવાદને આત્મગત કરતાં સ્થાપત્યો વિન્યાસગત હોવાથી, તેને કાળગ્રસ્ત ગણીને તેમનો વિધ્વંસ ચલાવીએ, તો તેથી શું સિદ્ધ થાય છે ? અહીં, ઉપભોક્તાવાદી રુચિદૃષ્ટિનું જ પ્રક્ષેપણ જોવા મળે છે. આમ છતાં, તેને માનવતાવાદની પુનઃપ્રતિષ્ઠા કરતી પ્રતીકાત્મક ઘટનાઓ તરીકે આપણે ઓળખીએ, તોપણ હકીકતમાં તો આજનો મનુષ્ય ગ્રીસના પુનરુત્થાનકાળમાં કે માનવકેન્દ્રી સૌંદર્યવિચાર ધરાવતા પ્રશિષ્ટવાદની ૧૮મી સદીમાં નિવસતો નથી. આધુનિક્તાવાદ સામે, માનવીય પરિપ્રેક્ષ્યના અમૂર્ત ખ્યાલને મૂર્તરૂપ બક્ષવાના, પ્રધાનપદે દાખલ કરવાના યત્નોથી જગત ઉપર મનુષ્યાધિપત્ય સ્થપાઈ

એતદ્

જતું નથી. યંત્ર સંસ્કૃતિ, બુદ્ધિતર્કની નીપજ હોવાથી, દરેક મનુષ્ય તેને અધીન રહી વશવર્તે, તે તેની મૂળભૂત માંગ રહી છે. અર્થાત્, મનુષ્યભક્ષી યંત્રોના રાક્ષસી દાંતાઓ વચ્ચે, પ્રત્યેક ક્ષણે તેણે તેના માનવ્યને પ્રમાણિત કરવાનું છે. આ ક્રૂર કઠોર વાસ્તવિક્તા છે. ઇતિહાસને તેના બૃહદ્ અર્થમાં લઈએ, તેના સાહિત્યિક કે રાજકીય ઇતિહાસને તપાસીએ તો જણાશે કે મનુષ્યની આ એક અવિરામ, આમરણાન્ત દડમજલ રહી છે - મનુષ્ય થવાની. Now, automation is the nex tcrisis that capitalism must face. પાશ્ચાત્ય મૂડીવાદી સત્તાઓનો જ આ એક મહાપ્રપંચ છે જગતને માનવ પરિમાણ અર્પવાના આશ્વાસનો હેઠળ, માનવ્યની વિડંબના કરવામાં એ રાચે છે.

આપણા સાહિત્ય વિવેચનક્ષેત્રમાં ચન્દ્રકાંત ટોપીવાળાએ માનવીય પરિપ્રેક્ષ્ય ઉપર વધુ પડતો ભાર મૂકી, તેના ઉપર જ મદાર બાંધ્યો છે, તે સમ્યકદૃષ્ટિનો અભાવ સૂચવે છે.

૬:૨ ભારતીયતા રાષ્ટ્રીયતાનો આપણે સૌ મહિમા કરીએ, પણ તે સાહિત્યકળાના ઉત્કર્ષના ભોગે તો નહિ જ. અસલી-તળની અથવા જન્મજાત આદિ-સંસ્કૃતિ (indigenous culture)નું હમણાં જ આંતરરાષ્ટ્રીય વર્ષ ઉજવાયું. જગતની આવી તમામ તળસંસ્કૃતિઓ, તેમના પાલક રાષ્ટ્રોનાં અવિભાજ્ય અંશો છે. તેઓ તેમનું નિયંત્રણ પરિચાલન-સંવર્ધન કરે છે. આ સંસ્કૃતિઓની વિશ્વસંસ્થાએ, એ રાષ્ટ્રો સામે જ તેમને હવે બહેકાવી છે, ભડકાવી છે. એવા જ સ્તરના આંતરરાષ્ટ્રીય ષડ્યંત્ર તળે, મહાન સોવિયત સંઘની થયેલી વિચ્છિન્નતાના આપણે સૌ સાક્ષીઓ છીએ. કોઈપણ રાષ્ટ્રીયતા આવી વિચ્છિન્નતાનો શિકાર બની બેસે, તેમાં ભરખાઈ જાય, એ ભયસ્થાન ઊભું જ છે; તેનું વિસ્મરણ થવું ન જોઈએ. તેથી, હવે જ્હોન બાર્થ શું અભિપ્રાય આપે છે, તેમનો પડ્યો બોલ ઝીલી લેવા, ઉપાડી લેવા આપણે ખડેપગે તત્પર રહેવાનું ન હોય, કે પછી લ્યોતારનું આપણે ત્યાં આગમન થવાની બેકેટના ગોદોની જેમ રાહ પણ જોવાની નથી. 'અનુઆધુનિક સ્થિતિ' (post modern condition)નું સમગ્રલક્ષી, વિદ્વન્મતિ પરીક્ષણ કરી, તેને પારખીને, આપણા સાહિત્યિક સાંસ્કૃતિક સંદર્ભમાં જ કળાસૌંદર્યનું અભિયાન ચલાવવાનું છે.

૬:૩ આવા તબક્કે સર્જનનું વૈયક્તિક ચૈતન્ય જાણે કે સમ્મૂઢ બની બેઠું છે. સર્જક દિગ્ભ્રાન્ત છે. ત્યારે વિવેચનની જવાબદારી અનેકગણી વધી પડે છે. પણ તે ખુદ જ અલ્પવિવેચનબુદ્ધિ ધરાવે, ત્યારે વ્યક્તિગત અભિગ્રહો-પ્રતિગ્રહોના કાવાદાવામાં જ એ ભેરવાઈ પડે, તે દેખીતું છે. આજનો વિવેચક, વિવેચનનાં નવાજૂના ઓજારો લઈને જાણે કે જંગમાં ઊતરી પડી, ઝપાઝપી ચલાવે છે, કે પછી સાહિત્યકૃતિની 'રિંગ'માં ચક્કરાતો, સર્કસના રંગલાની જેમ ભારે ઊછળકૂદ મચાવે છે. પડકાર ફેંકે છે. વિવેચનની નિર્ભીક્તા પડકારો ફેંકવામાં નહિ, પરન્તુ કૃતિ સાથેના પૃથક્કરણશીલ સામંજસ્યથી, પ્રત્યક્ષ વિવેચન વડે, તેની અધિકૃતતા ને એમ તેની આત્મસત્તા સ્થાપવામાં રહેલી છે. તેને અપેક્ષા રહે છે, બુદ્ધિપુરસ્સરની તાર્કિક માંડણીની, તલાવગાહી પર્યેષણા કરવાનો દૃષ્ટિકોણ અપનાવવાની. વળી, સંચિત સજ્જતા હોવા માત્રથી કોઈ પણ નવી કૃતિ તેને પડકારરૂપ ન બને એવું સમીકરણ માંડવું, એ પણ મુરખામી છે. તત્ત્વતઃ વિવેચન તેનું કશું મૂલ્ય ઉપજાવી શકે, તે અર્થેની પાયાની કેટલીક બાબતો જ તેની પરિપાટી પરથી હવે ભુંસાતી ગઈ છે. વિસરાઈ ચૂકી છે.

કોઈપણ સર્જકના અથવા તેની સાહિત્ય કૃતિના અધ્યયન-પરિશીલન પાછળનું તેના પરિપાર્શ્વના વિચારવસ્તુઓના તેમ જ તે કૃતિની સંરચનાના વિશ્લેષણ-સંશ્લેષણ કરવા પાછળનું પ્રયોજન એટલું જ કે સહૃદય ભાવકને કૃતિના મુકાબલા અર્થે સજ્જ કરવો, કેળવવો. તેની તમામ નિર્દોષતા, અપરોક્ષતા અને નિરાડંબરતા સહિત. ને એમ, કૃતિ અને સહૃદય ભાવક વચ્ચેના સર્વ વ્યવધાનોનો સર્વથા પરિહાર કરવો. અહીં વિવેચનાત્મક અભિગમ એક માત્ર, અને તે પણ સાચો, પ્રમાણભૂત અને મૂલ્યવાન હોય છે તેવી માન્યતામાં કે પૂર્વધારણામાં કશું વજૂદ નથી. તેનો અર્થ એમ પણ નથી કે તે નર્યો યાદૃચ્છિક વ્યાપાર છે. તાત્પર્ય કે, પરિપૂર્ણ વિવેચનાત્મક અભિગમ જવલ્લે જ સંભવે - જે કંઈ તે ઉપલબ્ધિ કરી આપે છે, તે વિભિન્ન પરિપ્રેક્ષ્યો જ હોય છે. આવાં સફળ પરિપ્રેક્ષ્યોને આપણે વિભિન્ન અન્તર્દૃષ્ટિઓ તરીકે દર્શાવીએ. આખરે તો, વસ્તુની પ્રકૃતિ અંગેની ગહન અન્તર્દૃષ્ટિ અર્પતા વિવેચનને જ તેનું મૂલ્ય પ્રાપ્ત થાય છે. તે દિશાના પરમ પ્રયોજન સિવાયનો ઉદ્યમ, તે એકાંગી, શુષ્ક અને નર્યું તકલાદી કાર્યાન્વિત નૈપુણ્ય જ બની રહે.

કૃતિની પરીક્ષણવેળાએ કેટલીક પ્રસ્તુત-અપ્રસ્તુત બાબતો, અધ્યારોપો, હેય-ઉપાદેય, વર્જ્ય-સ્વીકાર્ય ઇ. વિવેચક સંમુખ આવી ઊભવાનાં. કોઈપણ વિવેચક ગેરમાર્ગગ્રહણની ભૂલ સહેજેય કરી બેસે. પણ આ જોખમ, ભિન્ન પરિપ્રેક્ષ્યોમાં સાહિત્યકૃતિને જોવા-ચકાસવાના તેના આગવા સંદર્ભગત વિશ્વને ઉપસાવવા જતાં તેણે ઉઠાવવું પડે. આવી પ્રક્રિયામાં, આ સર્વ ગેરદોરવણીઓ જ નહિ, બલકે સર્વોત્તમ, સમુચિત અને ફલદાયી માર્ગોનું પણ અંતિમ તબક્કે નિરસન થવું જરૂરી છે. ઉદાહરણ રૂપે જુઓ : 'To read Shakespeare, we must learn something about the language he wrote in. We study a book on the subject. We read the foot notes to the plays. Our purpose in doing this preliminary work is to be able to read Shakespeare naturally... without being aware that we are using a learned language. You are not worrying about the nature of the language you are dealing with. In so far as you have done your homework, you can forget the homework. It is in your bloodstream and you are simply reading Shakespeare. This is the innocence that comes from knowledge. The purpose of criticism is to bring the reader to that happy condition...' (Robert Penn Warren's conversations with Fisher) અલબત્ત, આ સુખદ્ સ્થિતિ સિદ્ધ કરવી અત્યંત દુષ્કર છે; કહો કે દુર્લભ છે. સંભવતઃ, કદાપિ પણ તે હાંસલ થઈ શકતી નથી. પણ આવો આદર્શ તે વિવેચનનું લક્ષ્ય છે. તે તરફની ગતિ અર્થે, પૂર્વોક્ત objectivityની સરાણ ઉપર વિવેચનદૃષ્ટિને ક્ષુરધારનિશિત બનાવવાની છે. એમ કરતાં અંતે, સર્જનવિવેચન વચ્ચે કશુંક ફલદાયી-શ્રેયસ્કર નીપજી આવે, જે વ્યાપક જીવનસંદર્ભ સુધી જ નહિ, બલકે સંસ્કૃતિની રફતાર સુધી ગતિ કરવાની સંભવિતતાનો અણસાર કદાચ આપે.

કોહિમા, ૨૪મી જુલાઈ '૯૪

એતદ્

## પત્રચર્ચા

ગુજરાતી અધ્યાપક સંઘના ૪૪મા અધિવેશનમાં (લોકભારતી સણોસરા) 'વસ્તુથી કલાઘાટ સુધીની પ્રક્રિયા' એ શીર્ષક હેઠળ શરીફા વીજળીવાળાએ દીર્ઘ વક્તવ્ય રજૂ કર્યું હતું, તે અહીં એતદ્‌ના જાન્યુ-માર્ચ ૯૪ના અંકમાં કેટલાંક ઉમેરણો સાથે લેખ સ્વરૂપે પ્રગટ કર્યું છે. 'રિક્તરાગ' સંદર્ભે વસ્તુથી કલાઘાટ સુધીની પ્રક્રિયાની તપાસ દરમ્યાન તેમણે અધ્યાપનની મુશ્કેલીઓને નજર સામે રાખીને વાત કરી છે, પરંતુ પ્રસ્તુત લેખમાં અધ્યયનની મુશ્કેલીઓ વિશે ખાસ પ્રશ્નો ઊભા કર્યા નથી પરંતુ કળાકૃતિ તરીકે 'રિક્તરાગ'ની નિષ્ફળતાનાં કારણો પ્રત્યે વિશેષ ધ્યાન આપ્યું છે. સાથોસાથ 'રિક્તરાગ' ઉપરાંત કિશોર જાદવની 'નિશાચક્ર' નવલકથાનાં વિવેચનો થયા છે તેની પણ સમીક્ષા થતી રહી છે. કિશોર જાદવની કૃતિઓ વિશેની સમીક્ષાઓ પણ ભાવકને ગેરમાર્ગે દોરનારી છે તેવો સ્પષ્ટ આક્ષેપ કર્યો છે. આમ, કિશોર જાદવનું સર્જક તરીકેનું મૂલ્યાંકન પ્રસ્તુત લેખનો કેન્દ્રીય વિચાર છે. નીચેના અવતરણમાંથી તેનો નિર્દેશ મળી રહેલ છે :

'૧૯૭૯માં પ્રથમ નવલકથા 'નિશાચક્ર' લખ્યા પછી બરાબર દસ વર્ષે આ સર્જક 'રિક્તરાગ' (૧૯૮૯) લખે છે. ટેક્નિકને જ સર્વેસર્વા માનતા કિશોર જાદવ આપણા દુર્બોધ વાર્તાકાર-નવલકથાકાર છે. વિવેચકોના માનીતા આ સર્જકને વાચકોએ ક્યારેય સ્વીકાર્યા નથી' (પાના નં. ૪૧).

'નિશાચક્ર' નવલકથાને આપણે દુર્બોધ નવલકથા ગણીએ તો પછી આધુનિક સાહિત્ય સર્જનનો આસ્વાદ કરવાનો આપણને કોઈ અધિકાર રહેતો નથી. 'દુર્બોધ' સંજ્ઞાને આપણે પારિભાષિક સંજ્ઞાનો દરજ્જો આપી શકીશું ? સાહિત્યજગતમાં સંદિગ્ધતા સંજ્ઞા માન્ય બને, દુર્બોધતા નહિ. દરેક સર્જક વાચકભોગ્ય બને તેવો દુરાગ્રહ સેવવો અનુચિત છે.

લેખના આરંભે નવલકથા ભણાવતા અધ્યાપકને વિદ્યાર્થીકાળથી જડબેસલાક પ્રશ્નો મગજમાં ઠાંસી દેવામાં આવે છે. તે પ્રશ્નો આ પ્રમાણે છે : પાત્રાલેખન કરો. વસ્તુસંકલનાની વિગતે વાત કરો. વિષયવસ્તુનું સવિસ્તર વર્ણન કરો. પ્રસ્તુત લેખમાં તમે બિનજરૂરીપણે પાત્રાલેખન, વસ્તુસંકલના અને વિષયવસ્તુનો નિર્દેશ કરતાં અનેક અવતરણો મૂક્યાં છે. આ અવતરણો વસ્તુથી કલાઘાટ સુધીની પ્રક્રિયા સંદર્ભે કઈ રીતે ઉપયોગી બને છે ? ક્લીન્થ બ્રુક્સનું અવતરણ - જેનો સાર આ પ્રમાણે છે : જીવન કળાની કાચી સામગ્રી સ્વરૂપ છે, પણ નવલકથાકાર જીવનની વિશેષ નિકટ છે તેથી નવલકથાકારને જીવનનો ત્યાગ કરવો પાલવે નહિ.' ક્લીન્થ બ્રુક્સના આ મત સાથે કિશોર જાદવનો વિચાર પણ જોડાય છે જે તમે નોંધ્યું પણ છે : 'રિક્તરાગ'ના સર્જક કિશોર જાદવ પણ કથાસાહિત્યને સામાજિક સંદર્ભ વગર ન ચાલે એવું તો કબૂલે છે' (પાના નં. ૪૧) તો પછી ક્લીન્થ બ્રુક્સના અવતરણની સાભિપ્રાયતા શી ?

કથારસ મેળવવા માટે નવલકથા પાસે જતા વાચકને 'રિક્તરાગ' સંદર્ભે અવશ્ય નિરાશ થવું પડે તેમાં કોનો દોષ ? લેખકનો ? ગુજરાતી સાહિત્યમાં સુરેશ જોષી, મધુ રાય, કિશોર જાદવ, સુમન શાહ વગેરે સર્જકોની કૃતિઓ આજના અધ્યાપકો, વાચકો શું હોંશે હોંશે વાંચે છે ? તેમને

સમજવાના નિષ્ઠાપૂર્વકના પ્રયત્નો કર્યાં છે ? મૂળ સામાજિક સંદર્ભ અને ચુસ્ત વસ્તુસંકલનાવાળી નવલકથાની અપેક્ષા રાખતા વાચકોની ભાવનશક્તિ ક્રમશઃ ક્ષીણ થતી જાય છે તેવા કુંઠિત વાચકો 'નિશાચર' અને 'રિક્તરાગ'નાં દૈહિક વર્ણનો સુધી જ પહોંચી શકે, તેની પારના સત્યને પામી શકે નહિ તેમાં કોનો દોષ ? લેખકનો ?

'રિક્તરાગ' સંદર્ભે તમે કેટલાંક પ્રશ્નો નિશ્ચિત કરી તેની સમીક્ષા કરવાનો નિર્ણય કર્યો છે. તે પ્રશ્નો આ પ્રમાણે છે :

'કયા પ્રકારના જીવનને કિશોર જાદવ કાચી સામગ્રીરૂપે સ્વીકારે છે ? એનાં મુખ્યપાત્રો કયા પ્રકારની મૂળભૂત કટોકટી અનુભવી રહ્યાં છે ? જે સમાજ, જે વ્યક્તિ તેમને અભિપ્રેત છે તે કયા ? (પાના નં. ૪૧)

કિશોર જાદવની નવલકથાનાં પાત્રો આપણી સાથે માનવીય સ્તરે સાદૃશ્ય ન ધરાવતા પ્રતિમાનવો છે તેવું તમે ક્લીન્થ બ્રુક્સના અવતરણના ટેકે માનો છો. 'નિશાચર' અને 'રિક્તરાગ'નાં પાત્રો કઈ રીતે અ-માનવીય છે ? તેના કોઈ આધારો ખરા ? ક્લીન્થ બ્રુક્સની પાત્રવિભાવના સાથે મેળ પડ્યો નહિ એટલે છેદ ઉડાવી દીધો ? 'નિશાચર'ની કમસાંગકોલા, અનંગલીલા લાનુલા અને નાયક, 'રિક્તરાગ'ના અનુંગ્બા, લોયન્લા, મલ્કાની, અકોલા અને નાયક – વગેરે પાત્રોનું માનવ્ય પ્રગટ થતું શું નથી અનુભવાતું ? અને Understanding fiction' તો ૧૯૪૬માં પ્રગટ થયું હતું અને તેમાં વાર્તાનાં ઘટકતત્ત્વો વિશે ચર્ચા કેન્દ્રસ્થાને છે. તેના લેખકોની વિભાવનાઓને આજે સંપૂર્ણપણે પ્રસ્તુત ગણી શકાય નહિ. તમે પણ જડબેસલાક પ્રશ્નોની સાણસી વાપરવાનું ચૂક્યા નથી. નવલકથાની પાત્રસૃષ્ટિ માત્ર સામાજિક પાત્રોની અનુકૃતિ બની રહે તો પછી વસ્તુથી કલાઘાટ સુધીની પ્રક્રિયાની તપાસનો કોઈ પ્રશ્ન જ નથી રહેતો. કળામાં જીવન રૂપાંતર પામે છે, તેથી યથાતથ સ્વરૂપે જ પાત્રપરિચયનો આગ્રહ રાખવામાં આવે તો તેનો સંતોષ આપનારી ગુજરાતી નવલકથાનો ક્યાં તોટો છે ? તમે જાતે જ સર્જક પોતાના સત્યને શોધવા સ્થૂળ વાસ્તવને કળાવાસ્તવમાં રૂપાંતરિત કરે છે –તેવું હર્ષદ ત્રિવેદીના અવતરણથી સિદ્ધ કર્યું જ છે !

'રિક્તરાગ'ની પ્રમુખ ખામી તમે ઘટના, ભાષા વડે ઊભા થતા Chaosને ગણાવો છો, પરંતુ તમે તેને વિગતે તપાસ કરીને સિદ્ધ કરી બતાવ્યું નથી તેથી તમારી વિવેચના છાપગ્રાહી બની ગઈ છે.

'રિક્તરાગ'માં કાચી સામગ્રીરૂપે જ બધું આવતું હોય તેવું લાગે છે, નાયકને કોઈ વેદના ઘેરી વળતી હોય એવું લાગે છે ? એના જીવનનો મૂળભૂત પ્રશ્ન કયો ? - વગેરે તમારી ફરિયાદો છે. 'રિક્તરાગ'નો નાયક મલ્કાની જેવા ખાઉધરા, કામીપુરુષો સાથે વાતચીત દરમ્યાન પોતાનું ધ્યેય દર્શાવતા કહે છે : 'આ તો હાલતું ચાલતું મોત લઈને ફરવાની વાત થઈ. મલ્કાની સાહેબ, હું તો પળે પળે જીવતો રહેવા માગું છું. એમ ઠેઠ લગી બધું તંતોતાંત જાણવાની મને તાલાવેલી છે. સાર્થકતા જેવું કંઈ હોય તો મારી રીતે, મારે સિદ્ધ કરવું છે. (પાના-૪૫) પરંતુ દુર્ગતિ છે કે નાયક કશું સિદ્ધ કરી શક્યો નહિ. તે તેની વેદના છે. પલાયન તેની નિયતિ છે. આપણી વેદના છે. આપણાં ધ્યેયોને સિદ્ધ કરી શકીએ તેટલી સરળતા આ વિશ્વમાં હવે બચી છે ખરી ? ભીતર શ્વસતી અપેક્ષાને બહારના વિશ્વની રુંધામણ વચ્ચે બચાવવાની છે પણ અંતે તો આત્મવિનાશ એ જ પરમ સત્ય છે. બાહ્ય પરિવેશજન્ય શૂન્યતા આપણને ભરખી જાય છે. નારીદેહના ઉપભોગની ક્ષણે

શૂન્યતાનો અનુભવ કરતો નાયક નારીના અપૂર્વ સૌંદર્યને ઝંખે છે ! પણ તે પ્રાપ્ત થતું નથી. તેની વેદના છે. નવલકથાના આરંભે અનુંઝ્બાના દેહસૌષ્ઠવનું વર્ણન જુઓ :

'બંડીના કારણે બદન અર્ધુંપર્ધું ઉઘાડું, ટૂંકી ચુસ્ત ચડ્ડી નીચે જાડી પહોળી જાંઘો, લાંબી પિંડીઓ પર ચીપોની જેમ જડાયેલી માંસપેશીઓ, તાઝગીભર્યો ચહેરો, ઊજળો ફૂટડો વાન' (પાના નં. ૩) આ અનુંઝ્બાનો શો દોષ હતો ? છતાં દારૂ પીને છાકટા થયેલા આતતાયીઓએ તેની હત્યા કરી નાખી. તેના ગુનેગારોને સજા થઈ ખરી ? ઊલટાની લોયન્લાને દોષિત માનવામાં આવી ને મોતની સજા પામી. તેની વેદના છે.

થીમ વિશે તમે નોંધ્યું છે : 'લેખકના ચિત્તમાં કલાકીય રૂપાંતરણ પામ્યા પછી તેમાંથી વિષય નીપજે છે... આ વિષય – ઉપેય – થીમ જ લેખકના લખાણનું આરંભબિંદુ છે. થીમ સાંપડ્યા પછી જ લેખક કલમ માંડે છે.' (પાના નં. ૪૩) એટલે કે થીમ-વિષય લેખકને કૃતિસર્જન પહેલાં સાંપડે છે ! પણ તમારા આ વિધાનથી તદ્દન વિરુદ્ધનું વિધાન તમે આગળ ટાંકો છો : 'દરેક ઘટક-તત્ત્વના સંયોજન દ્વારા સામગ્રીનું, કલાકીય રૂપાંતર થઈ એક આકાર સર્જાય ત્યારે થીમ ઉદ્ભવે' (પાના નં.) તો બેમાંથી કયું વિધાન માન્ય રાખવું ?

' થીમના વિચારને આગળ લંબાવતા તમે નવલકથાની તપાસ કરતી વખતે અનિવાર્ય પ્રશ્નોની લાંબી યાદી આપી છે અને આ બધા પ્રશ્નો વડે કૃતિની તપાસ થાય કે પ્રશ્નોની ચર્ચા થાય એટલે આપોઆપ જ થીમની ચર્ચા થઈ જાય. તમારો એક પ્રશ્ન આ પ્રમાણે છે : 'તેનાં પાત્રો કેવાંક છે ? તે ક્યા સ્તરમાંથી આવે છે ? તેઓ ક્યા પ્રશ્નોનો સામનો કરે છે ?' વગેરે. 'રિક્તરાગ'નાં પાત્રોના સ્તર વિશે તમે વિચાર્યું છે ખરું ? 'નિશાચક' અને 'રિક્તરાગ'ની થીમ વિશે તમે નોંધ્યું છે : 'નિશાચક'ની જેમ જ 'રિક્તરાગ'માં પણ થીમ શોધવા મહેનત કરવી પડશે. પ્રયત્નો પછી બે ભાવક બે થીમ શોધીને લાવે તો નવાઈ ન પામવી. પણ અધ્યાપકે તો ભણાવતી વખતે એક થીમ સ્વીકારવો પડે' (પાના નં. ૪૩) થીમ વિશેનું તમારું દૃષ્ટિબિન્દુ એકાંગી છે. સ્ટેનલી ફીશને ભલે ન સ્વીકારીએ પણ કૃતિનું થીમ કંઈ નક્કરપણે અવસ્થિત હોતું નથી. ભાવકનો Response પણ કૃતિના થીમને પામવા, શોધવામાં જવાબદાર બને છે તેથી ભાવકસમૂહ કૃતિમાંથી એક જ થીમ શોધી લાવે તે વાત સ્વીકાર્ય બને નહિ. ઉત્તમ કળાકૃતિ આટલી હદે સરળ હોય શકે નહિ. હા, ધૂમકેતુની 'પોસ્ટ ઑફિસ' વાર્તાનું એક જ થીમ સંભવે કારણ કે વાર્તાના થીમ સંદર્ભે લેખકનું સ્પષ્ટ મંતવ્ય ત્યાં હાજર છે. ઘણી વાર કૃતિનાં ઘટકતત્ત્વોની આંતરપ્રક્રિયામાંથી નિષ્પન્ન થતું થીમ લેખકના સ્પષ્ટ મંતવ્યને ઉલ્લંઘી જાય છે. આગળ તમે જ નોંધ્યું છે : 'કૃતિને મૂલવવાનો કોઈ એક પાયો તો હોવો જ જોઈએ' (પાના-૪૩) ત્યારે કૃતિને મૂલવવાનો પાયો એક સમાન ન હોઈ શકે. સંસ્કૃતમીમાંસામાં પણ એવાં ઉદાહરણો છે જેમાં આનન્દવર્ધન ધ્વનિની દૃષ્ટિએ જે કાવ્યને ઉત્તમ માને છે તે જ કાવ્યને મમ્મટ અધમ કાવ્ય માને છે. તેથી તમે ટાંકેલું welfgang Iserનું મંતવ્ય વધારે ઉપયોગી છે.

તમે જ નોંધો છો કે આભાસી સરળતા દાખવતી 'રિક્તરાગ'ને ભાવક તેના પોર્નોગ્રાફીક ફિલ્મ જેવાં દૃશ્યોની મજા માણી ખૂણામાં હડસેલી શકે' (પાના નં. ૪૩, ૪૪). તો સવાલ તો ફરી ફરીને એ જ મુદ્દા પર આવી છીએ કે દરેક ભાવક સમાન થીમની શોધ કરી શકે નહિ. તમે પણ આર્નોલ્ડ બેનેટના Every novel should have a main theme that can be stated in ten words' (પાના નં. ૪૪) વિધાનને સ્વીકારતા નથી. તો પછી ઉપરોક્ત દલીલોની

સાભિપ્રાયતા શી ? માત્ર અવતરણો પૂરતી ? વિરોધી અવતરણો વચ્ચે તમારું Standpoint અસ્થિર જણાય છે.

'રિક્તરાગ'ની થીમ શું છે તેના સંદર્ભે તમે કિશોર જાદવનાં જ અવતરણો મૂક્યાં છે ને સવાલ ઉઠાવ્યો છે કે ખરેખર સર્જકને અભિપ્રેત થીમ પ્રગટે છે ખરી ? 'રિક્તરાગ'માંથી કશો જ અર્થ નિષ્પન્ન થતો નથી તેવું સ્વીકારી શકાશે ? સર્જક સ્વયં કૃતિની થીમ વિશે ભાવકને સંકેતો આપતો હોય ત્યારે એવું કેવી રીતે કહી શકાય કે લેખકે કશી જ જવાબદારી સ્વીકારી નથી ? કૃતિની આગળ લેખક અન્ય સર્જક-વિવેચકોનાં અવતરણો મૂકે છે તેને પણ કૃતિના થીમ સાથે ચોક્કસ અનુબંધ હોય છે. સર્જકો માત્ર પોતાનું પાંડિત્ય પ્રગટ કરવા માટે અવતરણો મૂકતા નથી. સુરેશ જોષીના 'ગૃહપ્રવેશ' વાર્તાસંગ્રહમાં ઓર્તેગા અને પૉલ ક્લીનાં અવતરણો સર્જકની કળાવિભાવનાની સાથે સુસંગત બન્યાં છે. 'રિક્તરાગ'માં બેકેટ અને રીચાર્ડ કૉસ્ટેલાનેત્ઝનાં અવતરણોનો ચોક્કસ હેતુ છે. જ્યારે પ્રસ્તુત લેખમાં તમારા મતના સમર્થનમાં મૂકેલાં અવતરણોમાં તમારી કોઈ ચોક્કસ કળાવિભાવના સ્પષ્ટ થતી નથી.

'આમ તો આ નવલકથામાં 'પછી ?' પૂછવાનું મન થાય એવી વાર્તા નથી' (પાના-૪૪) આ વિધાન દ્વારા તમે શું સૂચવવા માગો છો તે સ્પષ્ટ થતું નથી. પરંતુ 'આમ તો આ નવલકથામાં' તેના દ્વારા તેવો અર્થ લઈ શકાય કે 'રિક્તરાગ'માં ચુસ્ત વસ્તુસંકલના નથી. ઈ. એમ. ફૉસ્ટરનો વસ્તુસંકલનાનો સિદ્ધાંત 'રિક્તરાગ'ને લાગુ પાડી શકાય ખરો ? નવલકથામાંથી સ્પષ્ટપણે વાર્તા મળી રહે તે તેના ગુણપક્ષે ગણાય ખરું ?

'અનુંગ્બાને પીટાતો જોઈ નાયક આટલો ઉદાસીન કેમ રહ્યો' તેવો પ્રશ્ન તમે પૂછ્યો છે. અનુંગ્બા જ્યારે પીટાતો હતો ત્યારે સાંજ હતી. ઘટનાનું સ્થળ ગરનાળું છે. આસપાસ ખડકના કારણે ઓછાયા ફેલાતા હતા. નાયક દૂર બારી પાસે ઊભો હતો ત્યારે નાયકને અનુંગ્બા હોવાનો આભાસ થાય છે – સ્પષ્ટ નથી. 'ગડથોલાં ખાતો હતો એ અનુંગ્બા જેવો લાગતો હતો (પાના-૨૫) દરવાન સાથે નાયક એ જગ્યાએ જાય છે ત્યારે તે જાણે છે કે અનુંગ્બા મરાયો છે તેને અનુંગ્બા હોવાની આશંકા થાય છે તેથી તો ત્યાં જવા પ્રેરાય છે. અનુંગ્બાના સગાંસંબંધીઓને બોલાવવાનો પ્રબંધ પણ તેમણે જ કર્યો છે. અનુંગ્બાના ખૂનની તપાસ કરતા પોલીસની જડતાના નિરૂપણ વડે માનવહૃદયની સંવેદનશૂન્યતા પ્રગટ કરી છે. નાયક અને લોયન્લા સિવાય અનુંગ્બાના મોતથી કોને દુઃખ થયું છે ? અનુંગ્બા મરાયો તે ઘટના સ્થળે જવા માટે નાયક લોયન્લાની ચીસોથી જ પ્રેરાયો હતો. બીજો પ્રશ્ન તમે પૂછો છો કે નાયક અકોલાના ઘરે જાય છે. 'શા માટે ?' જાય છે એવા પ્રશ્નો ક્યાંય નહીં પૂછવાના' આ પ્રકારનો ઉપહાસ કૃતિને નિકૃષ્ટ કક્ષાએ હડસેલી મૂકે છે. તમારા આ પ્રશ્નનો ઉત્તર આ રીતે આપી શકાય તેમ છે : નાયક ખાણ વિસ્તારમાં નવો જ છે. અનુંગ્બા સાથે જ પરિચય થયો છે. અનુંગ્બા સાથે તે અકોલાને ત્યાં આવતો. 'અહીંની બાઈ સાથે હમણાંનો મારો અછડતો જ પરિચય. અમસ્તા લટાર મારવા નીકળ્યા હોઈશું ને અનુંગ્બા સાથે આવી ચડેલો. આ ઘર સાથે તેનો કદાચ ઘનિષ્ઠ સંપર્ક હશે, મેં વિચાર્યું' (પાના-૧૬) અનુંગ્બા વિના અકોલાને ત્યાં જવાનું પ્રયોજન ઉદાસ મનોદશા હતી. તેમાંથી છૂટવા માટે તેની પાસે કોઈ વિકલ્પ નહોતો. થોડીઘણી ઓળખાણને આધારે ગયો હોય તેવું સ્વીકારી શકાય. અકોલા તેને આવવાનું પ્રયોજન પૂછે છે ત્યારે નાયક જૂઠું બોલે છે, 'થયું અનુંગ્બા આ તરફ આવ્યો હોય તો' (પાના-૧૭).

નાયકના સંવેદનજગત અને પાત્રગત વિશિષ્ટતા સંદર્ભે તમે ઉદાહરણો વડે ચર્ચા કરી છે.

તેમાં મલ્કાનીના 'જ્યાં પ્રણય થયો એમ માનો એ તો પથારીમાં ઘડીનો શરીર સંગ' વાક્યને તમે અતિશય બોલકું કહો છો, પરંતુ મલ્કાની જેવા માણસનું દૃષ્ટિબિંદુ આ પ્રકારનું જ હોય. તેથી જ નાયકના સંવેદનને વેવલું ગણે છે.

નટવરસિંહ પરમારે નાયકની રિક્તરાગ અવસ્થાને સ્પષ્ટ કરી છે તે અર્થઘટન તમે સ્વીકાર્યું છે અને 'માણસને અતિક્રમવાની ગતિ 'હું' ને લાઘી શકે, હું માં એ સંભાવના રહેલી છે તેવા મત સાથે તમે સંમત થયા નથી પણ નટવરસિહ પરમાર પાત્ર પર બિનજરૂરી Metaphysical truthનું આરોપણ કરે છે. નાયકમાં એવી સંભાવના હોત તો નવલકથાનો અંત કંઈ જુદો જ હોત.

'નાયકની કામ્ય તો અનુરન્લા છે. તેના સૌન્દર્યથી તે દિગ રહી ગયો છે. તેને સ્પર્શવા, આલિંગવા તે અધીર થયો છે પણ આવી ભટકાઈ છે અકોલા' (પાના-૪૫) નાયકની આ સ્થિતિમાંથી તમે વેદનાનો સૂર સાંભળી શકો છો ? અનુરન્લા નાયકની નજર સામે જ ખાંડાના ખેલ ખેલવાની તમન્નાવાળા તલવારબાજ સાથે નીકળી પડે છે - તેમાં નાયકની રિક્તરાગદશાનું સૂચન છે.

નાયકને લોયન્લા વળી પાછી આવી મળી છે તે ઘટના તમને અધ્ધરતાલ લાગી છે. તેનો પણ ઉત્તર આપી શકાય તેમ છે : અનુંમ્બાની હત્યા બાદ લોયન્લા અદૃશ્ય થઈ જાય છે. તેથી ફરી જ્યારે લોયન્લા નાયકને મળે છે ત્યારે નાયક પણ સવાલ કરે છે કે તું આટલા સમય સુધી ક્યાં હતી ? તેનો ઉત્તર વાળતા લોયન્લા કહે છે. હું તમારી અપરાધી છું. મને લાંછન લાગ્યું છે. તમારા એક માણસના મોતનું કારણ બની. કહે છે હું સંડોવાઈ હતી. તેમાં મારો હાથ હતો. અપરાધભાવે તે અદૃશ્ય થઈ ગઈ હોય તે સ્વાભાવિક છે. પ્રગટ થઈ તેનો અંજામ શું આવ્યો ? મોતની સજા ફટકારવામાં આવી. મોતની સજાના ડરથી અદૃશ્ય થઈ હોય તે લોયન્લાના શબ્દોમાંથી અનુભવી શકાય છે. લાટીનો માલિક લોયન્લા જે હકીકતમાં નિર્દોષ હતી તેને અપરાધી ગણીને મોતની સજા ફરમાવતાં કહે છે :

'તારા શરીરને જેમ ઉઘાડું કરી તેં ઘોર અપરાધ કર્યો છે એ રીતે તારી એબ ઉઘાડું કરી, તને પાણીમાં પધરાવી દેવાની સજા ફટકારું છું. જેથી તારું કલંક ધોવાય. તારી નિર્દોષતા ફરી વાર તને પાછી મળે' (પાના-૨૦૭) લોયન્લાની સજા નાયકને પણ પલાયન, હદપારી કરવા વિવશ કરે છે. નાયકને લોયન્લાનો વિચ્છેદ અસહ્ય બની જાય છે. તમે પ્રશ્ન કર્યો છે કે લોયન્લાનો ક્યો અપરાધ ? શાની સજા ? તો તેનો પણ ઉત્તર છે. લોયન્લાને અપરાધી સાબિત કરવામાં અકોલાની પણ ભેદી રમત હોય શકે કારણ કે તે જાણતી હતી કે નાયક અને લોયન્લા અહીંથી કાયમ માટે ભાગી જવા માટે તૈયારી કરતા હતા. તેથી અકોલાના આગ્રહે આખું તરકટ રચાયું હોય. લોયન્લાના મૃત્યુ પછી નાયક અકોલાની હત્યા કરે છે તેના મૂળમાં અકોલાનો દ્વેષી સ્વભાવ જ જવાબદાર છે. લોયન્લા અને નાયકને અપરાધી સાબિત કરી દેવાનું સમગ્ર નાટક અકોલાની ઈર્ષામાંથી જન્મ્યું છે. તેમાં ચંદાધારી માણસનો પણ સાથ હતો. અકોલાના શબ્દોમાંથી પણ ઘણું સૂચવાય છે :

'હું નઠારી, નફ્ફટ કહેવાઉં, પણ હવે મારા હાથની વાત નથી. આગળ કેવોક ઘાટ ઊતરે તે ખરું (પાના-૧૮૨).

નવલકથાનાં સ્ત્રીપાત્રોને કોઈ પરિમાણ નથી - તેવું સહેજે સ્વીકારી શકાય નહિ. વિશિષ્ટ સ્થળ-કાળમાં જીવતી પ્રજાની જીવનશૈલીના સંદર્ભે જ પાત્રોને ન્યાય આપી શકાય. માંસ, ડુક્કરો, દારૂ અને શરીરવાસનાથી ખદબદતી સૃષ્ટિમાં સ્ત્રીને કયું પરિમાણ પ્રાપ્ત થાય ? બનાવટી ન્યાયાધીશ અને બાવડાના બળે અપરાધી બનાવી દેતા પુરુષોની સામે પોતાનામાં રહેલી સંભાવનાને કેવી

રીતે પ્રગટ કરે ? તેમ છતાં નાયક જ્યારે લોપન્લાને ભાગી છૂટવા માટે પ્રેરે છે ત્યારે લોપન્લાના નિર્ણયમાં આત્મવિશ્વાસનો રણકો સંભળાય છે : 'તેથી કશો ફર્ક પડવાનો નથી. જે નિશ્ચિત છે એ તો ડગલે પગલે આંતરીને ઊભું છે. એટલે પલાયન થવાનું ક્યાં ? તેની સાથે તો ઝૂઝી લેવાનું છે' (પાના-૨૦૪).

'કિશોર જાદવના નાયકો અને સ્ત્રીપાત્રો માનવીય નબળાઈને વરેલા. પલાયનવાદી આત્મવિનાશક કેમ છે એવો કોઈ સ્વતંત્ર અભ્યાસ કરી શકે' તમારું આ દૃષ્ટિબિંદુ અવશ્ય સ્વીકાર્ય છે. લેખકના સમગ્ર રચનાપ્રપંચને સમજવા માટે યોગ્ય ભૂમિકા પસંદ કરવી પડે ! દરેક સર્જકનું જીવનચિંતન વિશિષ્ટ હોય છે. સર્જકના આંતરવિશ્વનો તાગ લેવો જરૂરી છે.

'રિક્તરાગ'ની ભાષા સંદર્ભે તમારા વાંધાઓને પણ દૂર કરી શકાય તેમ છે. સંસ્કૃત અને તળપદ ભાષાની સંનિધિ તમને માન્ય નથી. એટલે કે વાર્તાનિરૂપક એક જ ભાષાના સ્તર પર કામ કરે. સ્વયંવૃત્તાંતશીલ કથન કેન્દ્રવાળી કૃતિઓમાં પણ ઘટના, પાત્ર, સ્થળ, વાતાવરણના નિરૂપણ માટે એક જ ભાષાનું સ્તર સક્ષમ પુરવાર થઈ શકે નહિ. સંસ્કૃત અને તળપદ ભાષાના કાકુઓ અને શબ્દપસંદગી દ્વારા લેખકનું દૃષ્ટિબિન્દુ પ્રગટ થતું હોય છે. અનુરન્લાના દેહનું વર્ણન જુઓ :

'રૂપરાણી. ઊંચો દેહ. અત્યંત ગૌર, કાંતિમય વાન, ખભાઓ પર લીલાંકચ ફૂલભરતવાળી લવંડર રંગની શાલ... કાળા રેશમી પોલકામાં ઝબકતી કાળી પાંદડીઓની ભાત અને છાતી પર સૂક્ષ્મ જાળીનું આવરણ, તેનાં અઢળક ઉરમંડળનો વૈભવ છતો થયો (પાના ૩૪, ૩૫). અહીં નાયકની રાગમય ચિત્તાવસ્થા શિષ્ટ ભાષામાં પ્રગટ થઈ છે. જ્યારે અકોલાના દેહનું વર્ણન :

'ખૂલતી બાંયોવાળો અટાપટાળો કબ્જો અને ઘેઘુર સ્કર્ટમાં એ જાડીભમ્મ અને ગટડી લાગતી હતી. પણ તેનાં લથબથ ધાવાં' (પાના-૫૫). બંને ઉદાહરણોમાં પ્રયોજાયેલા સંસ્કૃત અને તળપદા શબ્દોની પસંદગી કથનના કાકુને ધ્વનિત કરે છે.

તમે 'કૃતિમાં પાત્ર, પ્રસંગ, પરિવેશથી માંડી ભાષા અને કથનરીતિ અનિવાર્યતાની પૂર્વશરતે જ સ્થાન પામી શકે' તેવું દર્શાવી બાઘડના પાત્રના ઔચિત્ય સંદર્ભે પ્રશ્ન ઊભો કર્યો છે. શહેરમાં જવા વિશેનું એક આખા પ્રકરણની અનિવાર્યતા સંદર્ભે પ્રશ્ન ઊભો કર્યો છે. તેના ઉત્તરો આ રીતે આપી શકાય તેમ છે : પ્રકરણ પાંચના આરંભે જ લેખક નાયકનું શહેરમાં જવાનું પ્રયોજન સ્પષ્ટ કરે છે. 'શહેરમાં જવાનું મેં નક્કી કર્યું. વિલંબ કર્યે પાલવે તેમ નહોતું. નાનાંમોટાં કેટલાંક અગત્યનાં કામો ઉકેલવાનાં હતાં. મજૂરોની ભરાયેલી રોજગારી ચૂકવવી બાકી હતી. ઘરાકોના નામે કોઈ ઠગબાજે માલની ઉઠાંતરી કરી હતી. તેમાં કામદારો ભોળવાયા હતા. જ્યારે ચોકિયાત તો પહેલેથી જ બેતમા. ઉદ્દંડ. તેની સાન ઠેકાણે આણવાની હતી. છેવાડેના મશીનનો પટ્ટો કપાઈ ગયો હતો. એ તરફનું કામ બંધ પડ્યું હતું. પારી, નરાજ ખપમાં આવે એમ નહોતાં. ધોવાણના લીધે ખાણ નીચેના નાળામાં ગાબડું પડ્યું હતું. તેનું સમારકામ જરૂરી હતું' (પાના-૧૦૩).

સંબંધી સાથેની વાતચીત દરમ્યાન પણ તેનું આવવાનું પ્રયોજન સ્પષ્ટ કરે છે. નાયકમાં વ્યવહારુ બુદ્ધિનો અભાવ છે, તેનામાં ખંધાપણું નથી. સ્વભાવે ભીરુ છે. તેથી માલિકની બીકે તે મળવા આવી ગયો છે. ફરજ પ્રત્યેની તેની ગંભીરતાની નોંધ લેવાને બદલે ઊલટાનો સંબંધી તેને ધમકાવે છે ત્યારે નાયકની લાચાર દશાનો અનુભવ થાય છે.

નવલકથાના અંતે નાયક સૌ પ્રથમ કેમ બાઘડને મારી નાખવા તૈયાર થાય છે. તેની સાથે કયું વેર ? બાઘડ અકોલાની જુગુપ્સાજનક વૃત્તિનું પ્રતિરૂપ છે. તે અકોલાની સાથે જ જોવા મળે છે.

ગૂંગોમૂંગો બાઘડ નવલકથાના પરિવેશના સંદર્ભે જુગુપ્સાના ભાવનું સમર્થ ઉદ્દીપન છે.

પ્રતીક સંદર્ભે નટવરસિંહ પરમાર અને સનત ભટ્ટના મતની કોઈ અનિવાર્યતા વર્તાતી નથી કારણ કે તમે નવલકથાનાં પ્રતીકોને લટકણિયાં અને આયાસી કહો છો. છતાં પાના નં. ૪૨ ઉપર તમારું જ મંતવ્ય છે કે 'રિક્તરાગ'ના સન્દર્ભે એકાદ-બે સબળ પ્રતીક દ્વારા વ્યંજનાસ્તરે જે વ્યક્ત થયું તેને બાદ કરતાં' તો એ એકાદ-બે સફળ પ્રતીકો ક્યા ? બતાવવા જોઈએ ને !

અનુઆધુનિક વિવેચનાને નામે પરિભાષાઓના પડીકામાં વીંટાળીને સમજ આપનાર વિવેચક કોણ ? નામનો કે સંદર્ભગ્રંથનો ઉલ્લેખ કેમ નહિ ? તમે ટાંકેલા વિવેચકના અવતરણ પહેલાંના બેત્રણ વાક્યો ભાવકને અવશ્ય કૃતિ વિશે દિશા નિર્દેશ કરે છે :

'નિશાચક'નો કેન્દ્રવર્તી પ્રશ્ન તેના નાયકના રતિમૂલ જીવન અનુભવનું સંવેદન પૂરું શબ્દ નિબદ્ધ કરવાનો છે અને તે, જો લેખક વડે થયું છે, તો ભાવક વડે તે સંવેદનને પૂરું ઝીલવાનો પ્રશ્ન પણ એવો જ કેન્દ્રવર્તી છે' અને થોડું આગળ જતા ભાવકને કૃતિનું થીમ મળે તેવું સ્પષ્ટ વિધાન છે : 'વેદનશીલ પુરુષની ત્રણ સ્ત્રી સાથેની એક અનર્ગળ અનુભૂતિની આ નિજી કથા છે.'

ધીરુભાઈ ઠાકર કૃતિ વિશે અધકચરાં વિવેચનો કરે તેમાં કૃતિનો શો દોષ ? ઘણી વાર સંકુલ સંરચના ધરાવતી કૃતિઓ વિવેચક/ભાવકને હંફાવતી હોય છે ત્યારે અલ્પશ્રુત વિવેચકોની અજ્ઞાનતા ખુલ્લી પડી જતી હોય છે. ગ્રેબીયલ માર્કવેઝના ગુજરાતી વાચકો કેટલા ? આપણે ત્યાં તો તેમને નોબેલ પારિતોષિક મળ્યું ત્યારે તે લેખક પ્રકાશમાં આવ્યો હતો. સુરેશ જોષીએ તેમનો પરિચય આપેલો અને શિરીષ પંચાલે 'ઓટમ ઑવ્ ધ પેટ્રીઆર્ક'ના એક પ્રકરણનો ભાવાનુવાદ 'એતદ્'માં પ્રગટ કર્યો હતો. વિશ્વ સાહિત્યની ઉત્તમ કૃતિઓનું પરિશીલન કરનાર ભાવકો કેટલા ? આજે તો પરિસ્થિતિ વણસી રહી છે ત્યારે કૂપમંડૂક ભાવકોની દયા ખાવાની વૃત્તિ દુષ્પરિણામો લાવશે.

શૈક્ષણિક ક્ષેત્રે ઉચ્ચત્તર અભ્યાસક્રમમાં વિદ્યાનું ધોવાણ થયું છે. અધ્યાપક અને વિદ્યાર્થી વચ્ચે વિદ્યાકીય સંવાદ લગભગ નહિવત્ થતો જાય છે, તેવા વાતાવરણ વચ્ચે 'રિક્તરાગ' જેવી કલાકૃતિને અન્યાય થઈ જવાનો સંભવ છે. બધી કૃતિઓને એક જ લાકડીએ હાંકનારા અબુધ ગોવાળિયાઓની આપણે ત્યાં અછત નથી. તમે આ વક્તવ્ય સંઘના અધિવેશનમાં રજૂ કર્યું ત્યારે ઉપસ્થિત રહેલા અધ્યાપકોમાંથી કેટલાએ આ કૃતિ વાંચી હશે તે મુખ્ય સવાલ છે. તમારા વક્તવ્યથી પ્રભાવિત થઈને એક અધ્યાપક તો તમને વંદન કરવાને હદે કૃતકૃત્ય થઈ ગયા હતા. કિશોર જાદવ સાથે બાપે માર્યા વેર હોય અને તમે વેર વાળ્યું હોય તેવો અર્થ કરી શ્રોતાઓ ખુશ થયા હતા.

આપણા વર્ગમાં અધ્યયન, મનન, ચિંતન જેવી ગંભીર પ્રવૃત્તિઓ ક્રમશઃ ઘટતી જતી હોય, બજારુ સામગ્રીથી અધ્યયન કાર્ય કરતા વિદ્યાર્થીઓની સંખ્યામાં વધારો થતો જતો હોય અને તેવી સામગ્રી પૂરી પાડનારા ઉચ્ચ પદાધિકારી અધ્યાપકોની સંખ્યા વધતી જતી હોય ત્યારે આપણા સૌ માટે પુનર્વિચારણાનો સમય પાકી ગયો છે.

- જયેશ ભોગાયતા

મોડાસા
૧૪/૭/૯૪



## નવલકથા વિશે અધ્યાપક-કાર્યશિબિર : ૨

અધ્યાપન-કારકિર્દીના આરંભથી જ ગુજરાતીનો અધ્યાપક પોતાના વિષયમાં થતાં છેલ્લામાં છેલ્લાં સંશોધનો અને વિચારણાથી વાકેફ રહે એ માટે ગુજરાતીનો અધ્યાપક સંઘ દ્વારા કાર્યશિબિરોનું આયોજન હાથ ધરવામાં આવ્યું છે. 'ભારતીય કાવ્ય-સિદ્ધાંત' પરનો પ્રથમ કાર્યશિબિર ૧૧, ૧૨ ડિસેમ્બર ૯૩ના રોજ તીથલ ખાતે યોજવામાં આવ્યો હતો. નવલકથા : પરંપરાગતથી અનુ આધુનિક વિષય પરનો દ્વિતીય કાર્યશિબિર ગુજરાતીનો અધ્યાપક સંઘ અને આર્ટ્સ એન્ડ કૉમર્સ કૉલેજ, સાવલીના સંયુક્ત ઉપક્રમે ૧૪, ૧૫, ૧૬ ઑગસ્ટ ૯૪ના રોજ સાવલી ખાતે યોજાયો હતો. શિબિર સંયોજક શ્રી શિરીષ પંચાલે કાર્યશિબિરનું ગતિશીલ માળખું તૈયાર કર્યું હતું. નવલકથા સ્વરૂપ, પ્રકારો, ભારતીય-વિદેશી, આધુનિક, અનુઆધુનિક એમ નવલકથાને સંલગ્ન તમામ પાસાંઓને કાર્યશિબિરમાં આવરી લેવાયાં હતાં. અધ્યાપનક્ષેત્રે નવા જોડાયેલા અધ્યાપકોને વિષયસામગ્રી અને સંદર્ભસામગ્રીની ઊણપોને કારણે જે વેઠવાનું આવે છે તેમાંથી મુક્તિ અપાવવાનો પ્રધાન આશય ફળદાયી બને તેવી શિબિર સંયોજકની શુભભાવના આયોજનમાંથી સ્પષ્ટ રીતે વર્તાતી હતી. સાંપ્રત સમયમાં શૈક્ષણિક સંસ્થાઓમાં સંચાલકો અને વહીવટકારોની જોહુકમીઓ અને શિક્ષણ સિવાયના હેતુઓની ભીંસ વચ્ચે નિષ્ઠાવાન અધ્યાપકને અધ્યાપન-પ્રવૃત્તિમાં પ્રોત્સાહન અને સહકાર મળતા નથી. અધ્યાપન-પ્રવૃત્તિ સાથે અનિવાર્ય રીતે જોડાયેલી જરૂરિયાતો અને ભૂમિકાઓ પૂરી પાડવાના આશયથી સંઘ આ દિશામાં વિશેષ સક્રિય બન્યો છે. નિમ્નકક્ષાની અધ્યાપન સામગ્રીને કારણે આજે આપણો વર્ગખંડ સતત નિર્જીવ થતો જાય છે તેવા પ્રદૂષિત વાતાવરણમાં અધ્યાપકને વિષયની સર્વાંગી ચર્ચા કરતા કાર્યશિબિરો દ્વારા ઉત્તમ સામગ્રી હાથવગી કરી આપવી તે આ કાર્યશિબિરોનો પ્રધાન આશય છે. નવલકથા કાર્યશિબિરમાંના વક્તવ્યો અને ચર્ચાઓને આવરી લેતો એક અધ્યયનગ્રંથ નજીકના ભવિષ્યમાં પ્રગટ થશે. કાર્યશિબિરોમાં નવયુવાન અધ્યાપકો માત્ર શ્રોતા તરીકે હાજરી આપે તેટલું પૂરતું નથી પણ નિષ્ઠાપૂર્વક વાંચે, વિચારે, ચર્ચાઓમાં ભાગ લે, પોતાનાં સ્પષ્ટ મંતવ્યો આપે, સૂચનો કરે તેવી સક્રિયતા જરૂરી છે.

### તા. ૧૪-૮-૯૪ રવિવાર :

કાર્યશિબિરના આરંભે સંઘના મંત્રીશ્રી અને સાવલી કૉલેજના ગુજરાતીના અધ્યાપક શ્રી જયદેવ શુક્લે સૌનું ઉમળકાભેર સ્વાગત કર્યું હતું. શ્રાવણ માસની ઝરમર ઝરમર વરસતી સવાર અને જયદેવભાઈના ભાવસ્પંદનોના સાયુજ્યે આહ્લાદમય વાતાવરણ રચાયું હતું. સાવલી કૉલેજના સંચાલક મંડળના હોદ્દેદારો, અન્ય સ્થાનિક આગેવાનો અને કાર્યશિબિરના આયોજન માટે પ્રેમપૂર્વક લક્ષ્મીદાન કરનારાં પ્રોત્સાહકોનું પુષ્પગુચ્છથી સ્વાગત કરવામાં આવ્યું હતું. સાવલી કૉલેજના આચાર્ય શ્રી પ્રદ્યુમ્ન ઉપાધ્યાયે સૌ શિબિરાર્થીઓનું ઉષ્માભર્યું સ્વાગત કર્યું હતું. તેમણે

સંક્ષેપમાં સંસ્થાનો ઇતિહાસ રજૂ કર્યો હતો અને આ પ્રકારના સાહિત્યિક કાર્યક્રમો યોજવા માટે સંસ્થા હમેશાં આતુર હોય છે તેવો સમભાવ દર્શાવ્યો હતો.

કાર્યશિબિરના વિષયની ભૂમિકા રજૂ કરતા શ્રી શિરીષ પંચાલે નવલકથાનો ઇતિહાસ, તેની પ્રધાન લાક્ષણિકતાઓ અને મર્યાદાઓ દર્શાવતા વિષયપ્રવેશ કરાવ્યો હતો. નવલકથા સ્વરૂપ વિશે ખાસ્સી ભ્રમણાઓ પ્રવર્તે છે. આપણો નવલકથાકાર આપણી કથાસાહિત્યની સમૃદ્ધ પરંપરાનો લાભ લઈ શક્યો નથી તેવો પ્રધાન સૂર તેમના વક્તવ્યમાંથી ઊઠતો હતો. 'વસુદેવ હિંડી'ના કથાનકનું ઉદાહરણ આપી આપણે ત્યાં પણ નિકટના સગાંઓ વચ્ચે જાતીય વ્યવહારો અને સ્ખલનોને નિરૂપતી કથાઓ છે ત્યારે ગ્રીક ટ્રેજેડી 'ઇડિપસ રેક્સ' સાથેના સામ્યની ચર્ચા થવી જોઈતી હતી. (આ દિશામાં હાલ શ્રી હરિવલ્લભ ભાયાણીના ત્રણ મહત્ત્વના ગ્રંથો પ્રગટ થયા છે. 'લોકકથાના મૂળ અને કુળ', 'જાતકકથાઓ' અને 'કમળના તંતુ'. ઉપરાંત શ્રી કનુભાઈ જાની કુમાર માસિકમાં હમાવાર 'કથાસરિત્સાગરના અનુવાદો આપે છે. ગદ્યપર્વનો કન્નડ વાર્તા વિશેષાંક અને છેલ્લા બે અંકોમાં પ્રગટ થયેલી આદિવાસી સમાજની કથાઓ અને વીરમનાથ મદારીની વાર્તાઓ વગેરે આપણી ઉદયમાન અભિજ્ઞતાના પુરાવારૂપ છે).

Robert Scholes અને Robert Kelloggનો બાઈબલ સમાન અભ્યાસગ્રંથ 'The Nature of Narrative (1966) સુધી આપણા અધ્યાપકો પહોંચી શક્યા નથી તેનો અફસોસ વ્યક્ત કર્યો હતો. નવલકથા સ્વરૂપની મથરાવટી મેલી છે. નવલકથા સ્વરૂપને કાવ્યસ્વરૂપ જેટલી ગંભીરતાથી લેવામાં આવ્યું નથી. પરિણામે આરંભકાળે મનોરંજન પ્રકારની સામગ્રી, રોમાન્સ અને સામાજિક વાસ્તવ પૂરતી મર્યાદિત રહી જવા પામી. રોમાન્સ અને સામાજિક વાસ્તવ બંને સ્વરૂપોનો સમન્વય અનિવાર્ય છે. નવલકથાની સમૃદ્ધિનો આધાર આ બેના સમન્વય પર છે. ૧૮મી સદીની નવલકથાઓની સામગ્રી અને પ્રયોજન સીમિત પ્રકારનું હતું. છતાં આ ગાળામાં પણ પ્રયોગશીલ કૃતિઓ હતી. ટ્રિસ્ટ્રમ શેન્ડી (લૉરિન્સ સ્ટર્ન) તેનો ઉત્તમ નમૂનો છે. વિક્ટોરિયન યુગના વર્ચસ્વને કારણે નવલકથા સંકીર્ણ બની રહી. ૧૯મી સદી નવલકથાનો સુવર્ણકાળ છે. વાસ્તવવાદી ઢાંચાનો ઉપયોગ કરીને નવલકથા આગલા યુગની મર્યાદાઓમાંથી બહાર આવી. યુરોપીય નવલકથાનો વિશેષ પ્રભાવ રહ્યો. ૧૯મી સદીના અંતે નવલકથા સ્વરૂપને ઘડનારું મહત્ત્વનું તત્ત્વ માનવનિયતિ હતું. માનવીય સંદર્ભ અને રચનારીતિનો કળાપૂર્ણ સમન્વય થયો. Contents determines form એ સિદ્ધાંત સ્વીકારાયો. ટૉલ્સ્ટૉયને છોડીને આપણે દોસ્તોએવ્સ્કીના વારસદાર ગણાયા. ૧૯મી સદીના નવલકથાકારો જે સિદ્ધ ન કરી શક્યા તે વીસમી સદીના સર્જકોએ સિદ્ધ કર્યું. સાંપ્રત સમયમાં નવલકથા સ્વરૂપને જાણે કાફકાનું ગ્રહણ લાગ્યું છે, ત્યારે ટૉમસ માન કે કાફકા એવી દ્વિધાભરી સ્થિતિમાંથી ઉગરવાના માર્ગ તરીકે શ્રી શિરીષ પંચાલે હેન્રી જેમ્સના વિધાનને યાદ કર્યું હતું. મારા મહેલમાં અનેક બારીઓ છે. ખુલ્લા મનથી બધું અનુભવીએ, પામીએ. આપણી સમૃદ્ધ કથન પરંપરાને આત્મસાત્ કરી નૂતનદિશા તરફ પ્રયાણ કરવાની અનિવાર્યતા પર ભાર મૂક્યો હતો. પશ્ચિમી વિચારધારાનું આંધળું અનુકરણ આપણી નવલકથા માટે જોખમરૂપ છે તેવું મંતવ્ય વક્તવ્યમાંથી સ્પષ્ટ થતું હતું.

પહેલી બેઠક : નવલકથા સ્વરૂપની ઉત્ક્રાન્તિ : ભારતીય સંદર્ભે આ વિષય પર શ્રી ભોળાભાઈ પટેલે ભારતીય નવલકથામાં આયાત કરેલા ઢાંચાનું રૂપાન્તરણ કેવી રીતે થયું તેનો ઐતિહાસિક આલેખ રજૂ કર્યો હતો. ભારતની પ્રમુખ ભાષાઓ બંગાળી, હિન્દી, મરાઠી, ઓરિયા, કન્નડ, ગુજરાતી-માં આરંભે નવલકથાનું સ્વરૂપ કેવું હતું. વિષય સામગ્રી, રચનારીતિ કયા પ્રકારની

હતી તેની વીગતપૂર્ણ રજૂઆત કરી હતી. ભારતીય કથન પરંપરા ગદ્ય અને પદ્ય બન્ને સ્વરૂપોમાં ઉપલબ્ધ છે. કથા, આખ્યાયિકાનાં લક્ષણો સાથે નવલકથાનાં લક્ષણો જોડી શકાય છે. આપણી કથન પરંપરા, કહેવાની રીતની પરંપરાને આપણે આત્મસાત્ કરી શક્યા નથી. આપણી પરંપરા લુપ્ત થાય છે તે ક્ષણે સાહિત્યિક ગદ્યનો આવિર્ભાવ, છાપવાની પદ્ધતિ, અભિવ્યક્તિની રીતિ – વગેરે પરિબળોએ નવલકથાના માધ્યમ ગદ્યનું ઘડતર કર્યું. આ ઉપરાંત. ઈ. સ. ૧૮૩૦માં હિન્દુ કૉલેજની સ્થાપના કલકત્તામાં પશ્ચિમના સાહિત્ય સ્વરૂપોનો પરિચય, વૉલ્ટર સ્કૉટ જેવા Popular writerનો પ્રભાવ એમ અનેક પ્રભાવશાળી તત્ત્વોએ ભારતીય નવલકથાને વિકસાવવાની તક ઊભી કરી આપી. બંકિમચંદ્રની 'દુર્ગેશનન્દિની' બંગાળી સાહિત્યની પ્રથમ નવલકથામાં સ્ત્રીશિક્ષણ, વિધવાવિવાહ જેવા સાંપ્રત વિષયોને વણી લેવામાં આવ્યા છે. બોલચાલની લઢણવાળું ગદ્ય ઘડાતું આવે છે. 'પરીક્ષાગૃહ' હિન્દી ભાષાની પ્રથમ નવલકથા છે. ઈ. સ. ૬૯૧૬માં પ્રેમચંદની 'સેવાસદન' નામની નવલકથાનો વિશેષ પ્રભાવ રહ્યો. મરાઠી ભાષામાં 'મુક્તામાલા' નવલકથા ઈ. સ. ૧૮૯૨માં પ્રગટ થઈ. મરાઠી સાહિત્યમાં સામાજિક, પૌરાણિક, ઐતિહાસિક અને પ્રતિબદ્ધ એમ વિવિધ વિષયોની નવલકથાઓનું સર્જન આરંભાય છે. આપણો પરિવેશ નવલકથાની વિષય સામગ્રી બને છે. ઓરિયામાં ઈ. સ. ૧૮૯૮માં 'છ વીઘાં જમીન' નામની પ્રથમ Problematic Novel પ્રગટ થઈ. અસમિયા ભાષામાં ખ્રિસ્તી થઈ ગયેલા આસામીઓની tribal areaના વસાહતીઓના જીવનને કેન્દ્રમાં રાખીને નવલકથા લેખનનો પ્રારંભ થયો. ગુજરાતી ભાષામાં શિખામણ સાથે શિક્ષણ આપવાનો આશય નવલકથા લેખન સાથે આરંભથી જોડાયેલો છે. રસિક અને બોધકાર નવલકથા લોકપ્રિય બની. 'સરસ્વતીચંદ્ર'માં નવજાગરણ કાળના માનવીની કથા રજૂ કરવામાં આવી.

ભારતીય ભાષાઓની નવલકથાની ઉત્ક્રાન્તિ દર્શાવતા શ્રી ભોળાભાઈ પટેલના વક્તવ્ય પરની ચર્ચામાં કેટલીક અપેક્ષાઓ રજૂ કરવામાં આવી હતી. નવલકથા સ્વરૂપની ઉત્ક્રાન્તિ કાળની ભારતની સામાજિક, આર્થિક, શૈક્ષણિક અને ધાર્મિક પરિસ્થિતિ કેવી હતી તેનો સૂક્ષ્મ પરિચય અનિવાર્ય હતો. નવલકથા સ્વરૂપની ઉત્ક્રાન્તિ પશ્ચિમના સન્દર્ભે પ્રસ્તુત વિષયના વક્તા શ્રી હર્ષદ ત્રિવેદી 'પ્રાસન્નેય' નાદુરસ્ત તબિયતને કારણે અનુપસ્થિત હતા તેથી પૂર્તિ સ્વરૂપે શ્રી શિરીષ પંચાલે સંક્ષેપમાં ઉપયોગી વક્તવ્ય આપ્યું હતું. ચર્ચાઓમાં ભારતી દલાલે 'ચંદ્રકાન્તા' જેવી લોકપ્રિય નવલકથાની ચર્ચા કરી હતી. આપણા વર્ગખંડની દશાનું ચિત્ર દર્શાવી પ્રસ્તુત શિબિરની અનિવાર્યતા દર્શાવી હતી. જયેશ ભોગાયતાએ નવલકથાની ઉત્ક્રાન્તિ માટેના (પશ્ચિમના સન્દર્ભે) દેકાર્ત અને લૉક જેવા ચિંતકોના પ્રભાવની વાત કરી હતી.

બીજી બેઠક : પરંપરાગત નવલકથા સ્વરૂપ : પશ્ચિમના સંદર્ભે – ત્રણ નવલકથા વિશે અનુક્રમે હિમાંશી શેલત, વિજય શાસ્ત્રી અને શિરીષ પંચાલે વક્તવ્યો આપ્યાં હતાં.

હિમાંશી શેલતે શાર્લોત બ્રોન્ટીની 'જેન એअर' નવલકથા પર અભ્યાસપૂર્ણ સમીક્ષાત્મક વક્તવ્ય આપેલું. પરંપરાગત માળખામાં રહીને પણ ઉત્તમ સર્જન થઈ શકે તેનું ઉત્તમ ઉદાહરણ જૅન એઅર છે. ૧૯મી સદીના મધ્યભાગ સુધી બાહ્યજગતનું યથાતથ આલેખન કરવામાં આવ્યું છે. આંતરજગતનું નિરૂપણ નહિવત્ હતું. જૅન એઅર ઈ. સ. ૧૮૪૭માં પ્રગટ થઈ. વિવેચકોએ Fresh અને Original તરીકે કૃતિનું ગૌરવ કર્યું. આંતરવિશ્વનું દર્શન કરાવતી Subjective Novel તરીકે ખ્યાતિ પામી. અમુક અંશે શાર્લોત બ્રોન્ટી જૅમ્સ જોયસના પૂર્વજ છે. મૌલિકતા અને ભાવોની તીવ્ર અભિવ્યક્તિ નવલકથાનાં પ્રમુખ લક્ષણો છે. એરિસ્ટૉટલ કથિત વસ્તુસંકલનાના

ઘટકતત્ત્વોની દરકાર ઓછી કરે છે. શાર્લોતનાં પાત્રો નક્કર વસ્તુ જગત સાથે મુક્ત રીતે જોડાયેલા નથી. સર્જનશક્તિનો ચમત્કાર કથાના અકસ્માતો અને નબળાઈને વળોટી જાય છે. કાવ્યમાં આવતાં પ્રતીકો જેવી નિરૂપણ રીતિ, સ્વપ્નદૃશ્યો, ભ્રાન્તદૃશ્યો, અતિવાસ્તવપૂર્ણ આલેખન, ગોથિક પ્રયુક્તિનો વિશિષ્ટ પ્રયોગ, સમયનો ચોક્કસ નિર્દેશ વગેરે વિગતોના પરિચય દ્વારા કૃતિના રચનાબંધનો પરિચય કરાવ્યો હતો. લેખિકાની કલ્પનાશીલતા અને અનુભવનો રણકો અસાધારણ આત્મવિશ્વાસનો પરિચય કરાવે છે. પાત્રોને વક્રદૃષ્ટિએ જોવાનું મળતું નથી. નવલકથાની ચર્ચા સાથે હિમાંશીબહેને શાર્લોતના અંગતજીવનનો પરિચય આપ્યો હતો જે કૃતિને સમજવામાં પૂરક હતો. સંયમના અભાવે નવલકથામાં Melodrama પ્રવેશે છે તે કૃતિની મર્યાદા બની રહે છે.

શ્રી વિજય શાસ્ત્રીએ ટૉલ્સ્ટૉયની 'એના કેરેનિના' નવલકથા પર વક્તવ્ય આપ્યું હતું. નવલકથા સર્જન કાળની રશિયાની સામાજિક અને મનોવૈજ્ઞાનિક દશાનો પરિચય આપ્યો હતો. ક્રાંતિ બાદ રશિયામાં મનોવૈજ્ઞાનિક સમસ્યા ઊભી થઈ. 'એના કેરેનિના' આ ગાળાની કૃતિ છે. ટૉલ્સ્ટૉયે તેમની નવલકથાઓમાં મનોવૈજ્ઞાનિક, રાજકીય અને આધ્યાત્મિક સમસ્યાઓની ચર્ચા કરી છે. વ્યક્તિની આજુબાજુના જીવન સાથેની વિસંગતિનું આલેખન કરવામાં આવ્યું છે. વિસંવાદિતાના વ્યવહારુ ઉકેલો આપવાનો ટૉલ્સ્ટૉયે પ્રયત્ન કર્યો હતો. 'એના કેરેનિના'માં વસ્તુસંકલનાની યાંત્રિકતા નથી. Delayનું element સતત અનુભવાય છે. Real world is not rational world તેવી અભિજ્ઞતા પ્રગટ થાય છે. અકસ્માત અને Chanceના જગતને આપણે good willમાં ફેરવી શકીએ તેવી સંભાવના છે ખરી ? આ બેઠકની ચર્ચામાં શ્રી જયંત પારેખે વિજયભાઈના વ્યાખ્યાનમાં ખૂટતી કડીઓને સુંદર રીતે જોડી આપી હતી.

શ્રી શિરીષ પંચાલે ટૉમસ માનની બુડન બ્રુક્સ નામની દીર્ઘ કૃતિનો હૃદયસ્પર્શી આસ્વાદ કરાવ્યો હતો. ટૉમસ માન જેવા સમર્થ સાહિત્યકારથી ગુજરાત હજુ પણ અજ્ઞાત છે તેવી પરિસ્થિતિમાં આ નવલકથાનો આસ્વાદમૂલક સંસ્પર્શ લેખકની અન્ય કૃતિઓના વાચન માટે પ્રેરશે તેવી શ્રદ્ધા જન્મી. તેમની એક માત્ર અનુદિત વાર્તા 'રેલવે અકસ્માત'થી આપણે પરિચિત છીએ. સુરેશ જોષીએ 'ડેથ ઈન વેનિસ' નામની વાર્તાનું સંરચનાગત સૌંદર્ય દર્શાવી ઉત્તમ અભ્યાસ લેખ 'કથોપકથન'માં પ્રગટ કર્યો છે. શ્રી શિરીષ પંચાલે ટૉમસ માનના અંગત જીવનનો પરિચય આપી નવલકથાના બૃહદ્ જગતમાં પ્રવેશ કરાવ્યો હતો. ટૉમસ માનનું જીવન અને કળા પ્રત્યેનું ચિંતન નવલકથાનું ધારક બિંદુ છે. આજુબાજુનું જગત ક્રૂર છે, અતિશય ક્રૂર છે. અતિશય ક્રૂર જગતની વચ્ચે અસ્મિતા કેવી રીતે ટકાવવી ? આ સ્થિતિમાં ટૉમસમાન કળાના જગતમાં તેનો ઉકેલ જુએ છે.

૧૮૩૫થી ૧૮૯૦ દરમ્યાન બુડ બ્રુકસની ચાર પેઢીની કથા આ નવલકથાનો વિષય છે. સંયુક્ત કુટુમ્બની પરંપરા, તેના પ્રશ્નો, સંપત્તિના પ્રશ્નો વગેરે સાથે ભારતીય જીવનનું સામ્ય જોવા મળે છે. Realistic traditionની સાથે Naturalistic traditionનો સમન્વય કર્યો છે. લેખકની અદ્ભુત નિરીક્ષણ શક્તિનો પરિચય થાય છે. હ્રાસ થતી સંસ્કૃતિની કથા રજૂ કરી છે. De-generationનો પરિચય મળે છે. સંપત્તિના પ્રશ્નોને કારણે માનવીય અભિગમનું પતન જોવા મળે છે. કાલિદાસના 'રઘુવંશ' મહાકાવ્યમાં પરંપરાના વિનાશની કથાને બુડન બ્રુક્સ સાથે જોડીને માનવજીવનની વૈશ્વિક સ્તરે સમાન દશાનાં સંકેતો દર્શાવ્યા હતા. નવલકથામાં વેપાર અને કળાજગત સાથેનો સંઘર્ષ નિરૂપાયો છે. કળાના ક્ષેત્રમાં ગયેલાને સફળતા મળતી નથી. તે સંવેદનશીલ છે તેના જીવનમાં છેતરાવાનું આવે છે. વેદનશીલ માણસની ...ના તે

હતી તેની વીગતપૂર્ણ રજૂઆત કરી હતી. ભારતીય કથન પરંપરા ગદ્ય અને પદ્ય બન્ને સ્વરૂપોમાં ઉપલબ્ધ છે. કથા, આખ્યાયિકાનાં લક્ષણો સાથે નવલકથાનાં લક્ષણો જોડી શકાય છે. આપણી કથન પરંપરા, કહેવાની રીતની પરંપરાને આપણે આત્મસાત્ કરી શક્યા નથી. આપણી પરંપરા લુપ્ત થાય છે તે ક્ષણે સાહિત્યિક ગદ્યનો આવર્ભાવ, છાપવાની પદ્ધતિ, અભિવ્યક્તિની રીતિ – વગેરે પરિબળોએ નવલકથાના માધ્યમ ગદ્યનું ઘડતર કર્યું. આ ઉપરાંત. ઈ. સ. ૧૮૩૦માં હિન્દુ કૉલેજની સ્થાપના કલકત્તામાં પશ્ચિમના સાહિત્ય સ્વરૂપોનો પરિચય, વૉલ્ટર સ્કૉટ જેવા Popular writerનો પ્રભાવ એમ અનેક પ્રભાવશાળી તત્ત્વોએ ભારતીય નવલકથાને વિકસાવવાની તક ઊભી કરી આપી. બંકિમચંદ્રની 'દુર્ગેશનન્દિની' બંગાળી સાહિત્યની પ્રથમ નવલકથામાં સ્ત્રીશિક્ષણ, વિધવાવિવાહ જેવા સાંપ્રત વિષયોને વણી લેવામાં આવ્યા છે. બોલચાલની લઢણવાળું ગદ્ય ઘડાતું આવે છે. 'પરીક્ષાગૃહ' હિન્દી ભાષાની પ્રથમ નવલકથા છે. ઈ. સ. ૧૯૧૬માં પ્રેમચંદની 'સેવાસદન' નામની નવલકથાનો વિશેષ પ્રભાવ રહ્યો. મરાઠી ભાષામાં 'મુક્તામાલા' નવલકથા ઈ. સ. ૧૮૯૨માં પ્રગટ થઈ. મરાઠી સાહિત્યમાં સામાજિક, પૌરાણિક, ઐતિહાસિક અને પ્રતિબદ્ધ એમ વિવિધ વિષયોની નવલકથાઓનું સર્જન આરંભાય છે. આપણો પરિવેશ નવલકથાની વિષય સામગ્રી બને છે. ઓરિયામાં ઈ. સ. ૧૮૯૮માં 'છ વીઘાં જમીન' નામની પ્રથમ Problematic Novel પ્રગટ થઈ. અસમિયા ભાષામાં ખ્રિસ્તી થઈ ગયેલા આસામીઓની tribal areaના વસાહતીઓના જીવનને કેન્દ્રમાં રાખીને નવલકથા લેખનનો પ્રારંભ થયો. ગુજરાતી ભાષામાં શિખામણ સાથે શિક્ષણ આપવાનો આશય નવલકથા લેખન સાથે આરંભથી જોડાયેલો છે. રસિક અને બોધકાર નવલકથા લોકપ્રિય બની. 'સરસ્વતીચંદ્ર'માં નવજાગરણ કાળના માનવીની કથા રજૂ કરવામાં આવી.

ભારતીય ભાષાઓની નવલકથાની ઉત્ક્રાન્તિ દર્શાવતા શ્રી ભોળાભાઈ પટેલના વક્તવ્ય પરની ચર્ચામાં કેટલીક અપેક્ષાઓ રજૂ કરવામાં આવી હતી. નવલકથા સ્વરૂપની ઉત્ક્રાન્તિ કાળની ભારતની સામાજિક, આર્થિક, શૈક્ષણિક અને ધાર્મિક પરિસ્થિતિ કેવી હતી તેનો સૂક્ષ્મ પરિચય અનિવાર્ય હતો. નવલકથા સ્વરૂપની ઉત્ક્રાન્તિ પશ્ચિમના સન્દર્ભે પ્રસ્તુત વિષયના વક્તા શ્રી હર્ષદ ત્રિવેદી 'પ્રાસન્નેય' નાદુરસ્ત તબિયતને કારણે અનુપસ્થિત હતા તેથી પૂર્તિ સ્વરૂપે શ્રી શિરીષ પંચાલે સંક્ષેપમાં ઉપયોગી વક્તવ્ય આપ્યું હતું. ચર્ચાઓમાં ભારતી દલાલે 'ચંદ્રકાન્તા' જેવી લોકપ્રિય નવલકથાની ચર્ચા કરી હતી. આપણા વર્ગખંડની દશાનું ચિત્ર દર્શાવી પ્રસ્તુત શિબિરની અનિવાર્યતા દર્શાવી હતી. જયેશ ભોગાયતાએ નવલકથાની ઉત્ક્રાન્તિ માટેના (પશ્ચિમના સન્દર્ભે) દેકાર્ત અને લૉક જેવા ચિંતકોના પ્રભાવની વાત કરી હતી.

બીજી બેઠક : પરંપરાગત નવલકથા સ્વરૂપ : પશ્ચિમના સંદર્ભે – ત્રણ નવલકથા વિશે અનુક્રમે હિમાંશી શેલત, વિજય શાસ્ત્રી અને શિરીષ પંચાલે વક્તવ્યો આપ્યાં હતાં.

હિમાંશી શેલતે શાર્લોત બ્રોન્ટીની 'જેન એઅર' નવલકથા પર અભ્યાસપૂર્ણ સમીક્ષાત્મક વક્તવ્ય આપેલું. પરંપરાગત માળખામાં રહીને પણ ઉત્તમ સર્જન થઈ શકે તેનું ઉત્તમ ઉદાહરણ જૅન એઅર છે. ૧૯મી સદીના મધ્યભાગ સુધી બાહ્યજગતનું યથાતથ આલેખન કરવામાં આવ્યું છે. આંતરજગતનું નિરૂપણ નહિવત્ હતું. જૅન એઅર ઈ. સ. ૧૮૪૭માં પ્રગટ થઈ. વિવેચકોએ Fresh અને Original તરીકે કૃતિનું ગૌરવ કર્યું. આંતરવિશ્વનું દર્શન કરાવતી Subjective Novel તરીકે ખ્યાતિ પામી. અમુક અંશે શાર્લોત બ્રોન્ટી જૅમ્સ જોયુસના પૂર્વજ છે. મૌલિકતા અને ભાવોની તીવ્ર અભિવ્યક્તિ નવલકથાનાં પ્રમુખ લક્ષણો છે. એરિસ્ટૉટલ કથિત વસ્તુસંકલનાના

ઘટકતત્ત્વોની દરકાર ઓછી કરે છે. શાર્લોતનાં પાત્રો નક્કર વસ્તુ જગત સાથે મુક્ત રીતે જોડાયેલા નથી. સર્જનશક્તિનો ચમત્કાર કથાના અકસ્માતો અને નબળાઈને વળોટી જાય છે. કાવ્યમાં આવતાં પ્રતીકો જેવી નિરૂપણ રીતિ, સ્વપ્નદૃશ્યો, ભ્રાન્તદૃશ્યો, અતિવાસ્તવપૂર્ણ આલેખન, ગોથિક પ્રયુક્તિનો વિશિષ્ટ પ્રયોગ, સમયનો ચોક્કસ નિર્દેશ વગેરે વિગતોના પરિચય દ્વારા કૃતિના રચનાબંધનો પરિચય કરાવ્યો હતો. લેખિકાની કલ્પનાશીલતા અને અનુભવનો રણકો અસાધારણ આત્મવિશ્વાસનો પરિચય કરાવે છે. પાત્રોને વક્રદૃષ્ટિએ જોવાનું મળતું નથી. નવલકથાની ચર્ચા સાથે હિમાંશીબહેને શાર્લોતના અંગતજીવનનો પરિચય આપ્યો હતો જે કૃતિને સમજવામાં પૂરક હતો. સંયમના અભાવે નવલકથામાં Melodrama પ્રવેશે છે તે કૃતિની મર્યાદા બની રહે છે.

શ્રી વિજય શાસ્ત્રીએ ટૉલ્સ્ટૉયની 'એના કેરેનિના' નવલકથા પર વકતવ્ય આપ્યું હતું. નવલકથા સર્જન કાળની રશિયાની સામાજિક અને મનોવૈજ્ઞાનિક દશાનો પરિચય આપ્યો હતો. ક્રાંતિ બાદ રશિયામાં મનોવૈજ્ઞાનિક સમસ્યા ઊભી થઈ. 'એના કેરેનિના' આ ગાળાની કૃતિ છે. ટૉલ્સ્ટૉયે તેમની નવલકથાઓમાં મનોવૈજ્ઞાનિક, રાજકીય અને આધ્યાત્મિક સમસ્યાઓની ચર્ચા કરી છે. વ્યક્તિની આજુબાજુના જીવન સાથેની વિસંગતિનું આલેખન કરવામાં આવ્યું છે. વિસંવાદિતાના વ્યવહારુ ઉકેલો આપવાનો ટૉલ્સ્ટૉયે પ્રયત્ન કર્યો હતો. 'એના કેરેનિના'માં વસ્તુસંકલનાની યાંત્રિક્તા નથી. Delayનું element સતત અનુભવાય છે. Real world is not rational world તેવી અભિજ્ઞતા પ્રગટ થાય છે. અકસ્માત અને Chanceના જગતને આપણે good willમાં ફેરવી શકીએ તેવી સંભાવના છે ખરી ? આ બેઠકની ચર્ચામાં શ્રી જયંત પારેખે વિજયભાઈના વ્યાખ્યાનમાં ખૂટતી કડીઓને સુંદર રીતે જોડી આપી હતી.

શ્રી શિરીષ પંચાલે ટૉમસ માનની બુડન બ્રુક્સ નામની દીર્ઘ કૃતિનો હૃદયસ્પર્શી આસ્વાદ કરાવ્યો હતો. ટૉમસ માન જેવા સમર્થ સાહિત્યકારથી ગુજરાત હજુ પણ અજ્ઞાત છે તેવી પરિસ્થિતિમાં આ નવલકથાનો આસ્વાદમૂલક સંસ્પર્શ લેખકની અન્ય કૃતિઓના વાચન માટે પ્રેરશે તેવી શ્રદ્ધા જન્મી. તેમની એક માત્ર અનુદિત વાર્તા 'રેલવે અકસ્માત'થી આપણે પરિચિત છીએ. સુરેશ જોષીએ 'ડેથ ઈન વેનિસ' નામની વાર્તાનું સંરચનાગત સૌંદર્ય દર્શાવી ઉત્તમ અભ્યાસ લેખ 'કથોપકથન'માં પ્રગટ કર્યો છે. શ્રી શિરીષ પંચાલે ટૉમસ માનના અંગત જીવનનો પરિચય આપી નવલકથાના બૃહદ્ જગતમાં પ્રવેશ કરાવ્યો હતો. ટૉમસ માનનું જીવન અને કળા પ્રત્યેનું ચિંતન નવલકથાનું ધારક બિંદુ છે. આજુબાજુનું જગત ક્રૂર છે, અતિશય ક્રૂર છે. અતિશય ક્રૂર જગતની વચ્ચે અસ્મિતા કેવી રીતે ટકાવવી ? આ સ્થિતિમાં ટૉમસમાન કળાના જગતમાં તેનો ઉકેલ જુએ છે.

૧૮૩૫થી ૧૮૯૦ દરમ્યાન બુડ બ્રુક્સની ચાર પેઢીની કથા આ નવલકથાનો વિષય છે. સંયુક્ત કુટુમ્બની પરંપરા, તેના પ્રશ્નો, સંપત્તિના પ્રશ્નો વગેરે સાથે ભારતીય જીવનનું સામ્ય જોવા મળે છે. Realistic traditionની સાથે Naturalistic traditionનો સમન્વય કર્યો છે. લેખકની અદ્‌ભુત નિરીક્ષણ શક્તિનો પરિચય થાય છે. હ્રાસ થતી સંસ્કૃતિની કથા રજૂ કરી છે. De-generationનો પરિચય મળે છે. સંપત્તિના પ્રશ્નોને કારણે માનવીય અભિગમનું પતન જોવા મળે છે. કાલિદાસના 'રઘુવંશ' મહાકાવ્યમાં પરંપરાના વિનાશની કથાને બુડન બ્રુક્સ સાથે જોડીને માનવજીવનની વૈશ્વિક સ્તરે સમાન દશાનાં સંકેતો દર્શાવ્યા હતા. નવલકથામાં વેપાર અને કળાજગત સાથેનો સંઘર્ષ નિરૂપાયો છે. કળાના ક્ષેત્રમાં ગયેલાને સફળતા મળતી નથી. સંવેદનશીલ છે તેના જીવનમાં છેતરાવાનું આવે છે. વેદનશીલ માણસની નિયતિની

બુડનબ્રુક્સ. ટૉમસ માન વાસ્તવવાદી ધારાના અંતિમ પ્રમુખ નવલકથાકાર છે. ખરા અર્થમાં તેઓ આધુનિકતાના છડીદાર બન્યા છે. 'Prisòn house' કારાવાસ તે આપણી નિયતિ છે, તેવી સંકુલ અભિજ્ઞતા એમની ઉત્તરકાલીન કૃતિઓમાં વિસ્તરી છે.

આ બેઠકની ચર્ચામાં શ્રી જયંત પારેખે અને મીનળ દવેએ ત્રણેય નવલકથાઓ વિશેના અંગત દૃષ્ટિબિંદુઓ રજૂ કરી વકતવ્યોને પૂર્ણ બનાવ્યા હતા. મીનળ દવેએ જૅન એઅર નવલકથામાં નાયિકાનું વ્યક્તિત્વ ખીલતું આવ્યું છે તેને વિશેષ મહત્ત્વનું ગણ્યું હતું. વ્યક્તિત્વમાં રહેલા માનવીય ગૌરવની વાત કરી હતી. શ્રી જયંત પારેખે આ કૃતિઓ ideaની વાત કરે છે તેવો સૂર પ્રગટ કર્યો હતો. શાર્લોતની નવલકથા Fantastic અને realistic કૃતિ છે. શાર્લોત કવિતા પણ લખતી તેવી ઉપયોગી માહિતી આપી હતી. ટૉમસ માનને કળામાં શ્રદ્ધા છે. માનવીયતાની પ્રતીતિ કળામાં થશે. વિલાસના અભિશાપમાં જીવતી પ્રજાએ નિજી વિશ્વની શોધ કરવી પડશે. બુડન બ્રુક્સમાં મુખ્ય પાત્ર પોતાના અંગત વિશ્વની શોધ કરે છે. કળાનું જગત માનવશોધની સંપૂર્ણ પ્રાપ્તિ સમાન છે.

રાત્રે રવિન્ નાયકે સુગમ સંગીતના કાર્યક્રમમાં ગુજરાતી, હિન્દી ગીત/ગઝલો દ્વારા વાતાવરણને સંગીતમય બનાવ્યું હતું.

ત્રીજી બેઠક : પરંપરાગત નવલકથા સ્વરૂપ ભારતીય સન્દર્ભે શ્રી નરેશ વેદે રવીન્દ્રનાથ ટાગોરની 'ગોરા' અને શિવરામ કારંથની 'ધરતી ખોળે પાછો વળે' કૃતિના આધારે વિસ્તૃત ચર્ચા કરી હતી. વકતવ્યના આરંભે નવલકથા ઉદ્ભવ માટેનાં કારણોની માહિતી આપી હતી. નવલકથાના વિવિધ પ્રકારોની ઉપયોગી માહિતી રજૂ કરી હતી. સામાજિક, મનોવૈજ્ઞાનિક, પ્રાદેશિક, જાનપદી, વિચારપ્રધાન વગેરેની ઉદાહરણ સહિત ચર્ચા કરી હતી. ભારતીય કથન પરંપરાનું અનુસંધાન કરતી હજારીપ્રસાદ દ્વિવેદીની 'બાણભટ્ટકી આત્મકથા' નવલકથા અન્ય નવલકથાથી જુદી પડે છે.

'ગોરા' નવલકથા ભારતીયતાની ખોજ માટેની નવલકથા છે. ગોરા અને વિનયની પ્રેમકથા છે. આનન્દમયી અને પરેશ બાબુનાં યાદગાર ચરિત્રો છે. ભારતીયતાને વળોટી જવામાં ખરી ભારતીયતાની પ્રાપ્તિ છે તેવો પ્રધાન સૂર પ્રગટે છે. સનાતનધર્મ અને બ્રહ્મસમાજની સમીક્ષા કરવામાં આવી છે.

શિવરામ કારંથ રાષ્ટ્રીય સ્તરના લેખક છે. 'ધરતી ખોળે પાછો વળે'માં વસ્તુસંકલનાની ત્રુટિઓ છે. સાંપ્રતયુગની પરિસ્થિતિનું ચિત્ર રજૂ થયું છે. કૃતિમાં નાટ્યાત્મકતાનો અભાવ છે. ગદ્યમાં અલંકરણ નહિવત્ છે. બંને કૃતિઓની ચર્ચા બાદ નરેશ વેદે પરંપરાગત નવલકથાના સ્વરૂપની સંક્ષેપમાં ચર્ચા કરી હતી. નવલકથા બે સ્વરૂપમાં રજૂ થાય છે. Mimetic form - અનુકારક રૂપ અને symbolic form - પ્રતીકાત્મક રૂપ. અનુકારક રૂપમાં જિવાતા જીવનનું, સમાજની વાસ્તવિક્તાનું નિરૂપણ કરવામાં આવે છે. સમાજ અને સંસ્કૃતિની મીમાંસા કરવામાં આવે છે. નવલકથામાં સમયસંકલનાની વિવિધ રચનારીતિ વિશે ચર્ચા કરી હતી.

પરંપરાગત નવલકથા સ્વરૂપ ગુજરાતી નવલકથા સંદર્ભે શ્રી રમણ સોનીએ ઔદ્યોગિક ક્રાન્તિથી પ્રભાવિત થયેલાં પરિબળોએ નવલકથાને ઘડવામાં મદદ કરી છે તેવો મત રજૂ કર્યો હતો. ગુજરાતી નવલકથા ઘડતરકાળની અવસ્થાએ ઇંગ્લિશ રોમાન્સ પ્રકારની નવલકથાના નમૂના પ્રભાવક બન્યા છે. લેખકનો આશય જ કેન્દ્રસ્થાને હતો. વ્યક્તિથી માંડી સમાજ સુધી તમામ માટે ૨૧૬ માર્ગસૂચક સત્યો આપવા તે પ્રધાન આશય હતો. સુકથા એવી મદિરાનું પાન જાણે ! કથાની

સાથે ઉપદેશ આપતી નવલકથાઓ આજે નિર્વીર્ય લાગે છે. પાત્રપ્રધાન નવલકથા Romanceના તત્ત્વને દૂર હટાવે છે. આપણી નવલકથા લેખનની મર્યાદાઓ દર્શાવતા શ્રી રમણ સોનીએ સમૂહ માધ્યમો, લોકપ્રિયતાના ધોરણોને જવાબદાર ગણાવ્યા હતા. આપણા નવલકથાકારને બહુજન આરાધક તત્ત્વો તરફ જ કેમ જવું પડ્યું છે તે તપાસનો વિષય છે. આ બેઠકની ચર્ચામાં શ્રી મણિલાલ પટેલ, અલ્પા મહેતા ઉપરાંત જયંત ગાડીત, જયંત પારેખ, ભરત મહેતા, નીતિન મહેતા, જયેશ ભોગાયતા વગેરેએ વિષય સન્દર્ભે તેમના અભિપ્રાયો રજૂ કર્યા હતા. Critical voice વગરની આપણી ઐતિહાસિક અને પૌરાણિક નવલકથાઓ ખરા અર્થમાં નવલકથા બની શકી નથી. Contents Controls formના સિદ્ધાંતને આપણો નવલકથાકાર આંબી શક્યો નથી. લોકપ્રિયતા કૃતિની શ્રેષ્ઠતાનું માપદંડ બની શકે નહિ. આપણી નવલકથા પર moral taboos વિશેષ પ્રભાવ રહ્યો છે.

ચોથી બેઠક : અસ્તિત્વવાદી ધારા અને નવલકથા સ્વરૂપ પશ્ચિમના સન્દર્ભે શ્રી પ્રમોદકુમાર પટેલે વિસ્તૃત વક્તવ્ય આપ્યું હતું. અસ્તિત્વવાદી નવલકથા ખ્રિસ્તી ધર્મની તળિયાઝાટક તપાસ છે. અસ્તિત્વવાદના બીજ પ્લેટોના સમયમાં પડેલા છે. કિર્કેગાર્દમાં વિશાળ વિચારધારારૂપે પ્રગટ થાય છે. સાર્ત્ર, કામૂના આંદોલન દ્વારા અસ્તિત્વવાદની સ્થાપના થઈ. અસ્તિત્વવાદમાં યુરોપીય સમાજ, ચર્ચ અને ધર્મની સમીક્ષા થયેલી છે. ઈ. સ. ૧૯૩૮માં સાર્ત્ર, કામૂ જેવા ચિંતકોએ સત્તાવાદી શાસનની સામે લડત ઉપાડે છે. હતાશાવાદી ફિલસૂફી છે. ભવિષ્યના માણસ માટેની ચિંતા. પરંપરાગત ફિલસૂફીની સામે અસ્તિત્વનો વિદ્રોહ છે. હેગલના નિરપેક્ષ ચેતનાના ખ્યાલનો વિરોધ છે. હેગલના ચોકઠામાં પૂર્વનિર્ણીત ખ્યાલોમાં માણસ સંકોચાઈ જાય છે. માનવસંયોગોમાં રહેલી દ્વિધા, વિરોધાભાસોની તપાસ અસ્તિત્વવાદી ચિંતનમાં છે. તમારા પોતાના સત્યને તમે સાબિત કરી શકતા નથી તેવી વિસંગતિ આપણા જીવનની સંક્રમણશૂન્ય દશાને દર્શાવે છે. અસ્તિત્વવાદી ચિંતન પ્રણાલી વ્યાપક ભૂમિકા દર્શાવ્યા બાદ પ્રમોદકુમાર પટેલ આ પ્રકારની રચનાઓ વિશે સમયના અભાવે ઉદાહરણો આપી શક્યા નહિ. સંક્ષેપમાં દોસ્તોએવ્સ્કીની 'બ્રધર્સ કેરેમોઝોવ' અને કામૂની 'આઉટસાઈડર' વિષે ચર્ચા કરી હતી.

અસ્તિત્વવાદી ધારા અને ગુજરાતી નવલકથા સન્દર્ભે શરીફા વીજળીવાળાએ સ્ફોટક વાણીમાં વક્તવ્ય રજૂ કર્યું હતું. તેમના વક્તવ્યને કારણે શ્રોતાજનોમાં સારો એવો ઉશ્કેરાટ ફેલાયો હતો. રાધેશ્યામ શર્માની 'ફેરો' નવલકથા સિવાય અન્ય કોઈ પણ અસ્તિત્વવાદી ધારાની કૃતિને સ્વીકારી નહોતી. પૂર્વસૂરિઓના લેબલના જાણે ચીંથરાં ઉડાડ્યા હતા. 'અમૃતા', 'અસ્તિ', 'ચહેરા', 'આકાર', 'મહાભિનિષ્ક્રમણ', 'કોણ' ? – વગેરે અસ્તિત્વવાદી નવલકથા તરીકે જાણીતી થયેલી કૃતિઓની સદૃષ્ટાંત સ્પષ્ટ ભાષામાં મર્યાદાઓ દર્શાવી હતી. અસ્તિત્વવાદી નવલકથાના પુરસ્કર્તા આપણા પ્રમુખ વિવેચકોમાં ધીરુભાઈ ઠાકર, સુમન શાહના લેખોની કડક તપાસ કરી હતી. આ ધારાની નવલકથાઓ પણ 'સરસ્વતીચંદ્ર'ના ચીલે ચિંતનના ટુકડાઓ વેર્યા કરે છે તેવો મત રજૂ કર્યો હતો.

પ્રસ્તુત વક્તવ્યની ચર્ચાઓ દરમ્યાન વસ્તુલક્ષી વિભાવનાગત વિષયચર્ચાને બદલે

પાકી ગયો છે. પૂર્વસૂરિઓની સમીક્ષાઓની નિર્મમ તપાસ થવી ઘટે. ભરત મહેતાએ શ્રી કાનજી પટેલની નવલકથા 'ડહેલું'ને અસ્તિત્વવાદી નવલકથા ગણાવી છે ત્યારે તેમના એ લેખનો વક્તાએ શા માટે ઉલ્લેખ ન કર્યો તેવો મત રજૂ કર્યો હતો. જોકે અસ્તિત્વવાદી ધારાની અનેક નવલકથાઓની કડક સમીક્ષા આ પહેલા અભ્યાસલેખોમાં અને શોધનિબંધમાં પ્રગટ થઈ ગઈ છે. આત્મલક્ષી અભિનિવેશોને સ્થાને નક્કર વસ્તુલક્ષી અભ્યાસભૂમિકાઓ વડે વિવેચનકાર્યની વિશેષ આવશ્યકતા છે. પ્રસ્તુત વિષયના ચર્ચકો નીતિન મહેતા અને અરુણા બક્ષીએ પોતાનાં મંતવ્યો દ્વારા આ ધારાની લાક્ષણિકતાઓ વિશે ચર્ચા કરી હતી.

'સિનેમામાં કથનાત્મકતા' આ વિષયમાં શ્રી અમૃત ગંગરે સિનેમાની Narrative styleના મહત્ત્વનાં ઘટકો ધ્વનિ, સંકલન, રંગ, close-up, Cut વગેરે વિશે સિનેમાનાં દૃશ્યો વડે માહિતી આપી હતી. રાત્રે મણિ કૌલની 'સિદ્ધેશ્વરી' બતાવીને Cinemetographyનું સૌંદર્ય પ્રગટ કર્યું હતું. નવલકથા/વાર્તામાં જેમ હેતુવિહીન ઘટનાપ્રચુરતા કૃતિને વણસાડી મૂકે છે તેમ આપણી Commercial સિનેમા નિર્માતાઓ સિનેમાકળાની રચનાપ્રયુક્તિઓનો સર્જનાત્મક વિનિયોગ સાધવામાં નિષ્ફળ ગયા છે. 'સિદ્ધેશ્વરી' ફિલ્મમાં તમામ ઘટકોના સર્જનાત્મક વિનિયોગે સૌંદર્યાનુભવ થયો હતો.

પાંચમી બેઠક : આધુનિક, અનુઆધુનિક નવલકથા પશ્ચિમના સન્દર્ભે શ્રી સનત ભટ્ટે વક્તવ્ય રજૂ કર્યું હતું. Representational and mimeticની સામે આધુનિક નવલકથા શૈલી અને રચનારીતિના બળે ગતિ સાધે છે. જગતને અર્થપૂર્ણ રીતે પામવા માગતા હોઈએ તો શું કરવું પડે ? કળા એક માત્ર આધાર છે. આધુનિક નવલકથાના લેખકો પ્રયોગશીલ છે અને પરંપરાનો ઉચ્છેદ કરનારા છે. What is the process of perception - તેનું નિરૂપણ કરવામાં આવે છે. અનુઆધુનિક નવલકથામાં નવલકથાનું સ્વરૂપ જ નવલકથાનો વિષય બને. It is not a product of reactions પણ તેના સર્જન પાછળ Reforce of Reality છે. કૃતિમાં language is itself fiction process - પાત્રો અને ઘટનાઓ tentative સ્વરૂપમાં આવે છે. સનત ભટ્ટ પણ સમયના અભાવે પોતાના વક્તવ્યમાં પ્રસ્તુત વિષયની સર્વાંગી ચર્ચા કરી શકયા નહોતા, પરંતુ તેમનું વક્તવ્ય ખૂબ જ ઉપયોગી હતું. શ્રી બાબુ સુથારે આધુનિક, અનુઆધુનિક ગુજરાતી નવલકથા સન્દર્ભે વક્તવ્ય રજૂ કર્યું હતું. તેમના સુબદ્ધ વ્યાખ્યાનમાં ગુજરાતી આધુનિકતાવાદની મર્યાદાઓ દર્શાવી હતી. આધુનિકતાવાદનું શબ હજુ આપણે સંઘરી રાખ્યું છે. અનુઆધુનિકતાવાદના પાયામાં law of difference છે. જગત મારી રચના કરે છે. અનુઆધુનિકતાવાદ Paradoxને આવકારે છે. Meta-Narrativeનો વિરોધ કરે છે. દાર્શનિક માનવતાવાદ રજૂ કરે છે. Reflectivity એટલે તે પોતે પોતાના વિશે સભાન બને તે. અનુઆધુનિકતાવાદી નવલકથામાં રચનારીતિ સ્વયં વિષય બને છે. સાહિત્ય અને ફિલસૂફી વચ્ચે કોઈ ભેદ નથી. ગુજરાતી ભાષાની ચાર અને અનુઆધુનિક નવલકથાઓ 'વૈદેહી એટલે વૈદેહી, (શિરીષ પંચાલ) 'કલ્પતરુ' (મધુ રાય), 'ડહેલું' (કાનજી પટેલ) અને 'મહેશ ભટ્ટ ચરિત (પરેશ નાયક) વિષે બાબુ સુથારે પોતાનાં સ્પષ્ટ મંતવ્યો રજૂ કર્યા હતા. કૃતિઓની સમીક્ષાત્મક વિગતો પુસ્તકમાં અવશ્ય પ્રગટ થશે.

આ બેઠકની ચર્ચામાં ભાગ લેતા શિરીષ પંચાલે બહુલતાને સ્વીકારવી જોઈએ, opennessનો સ્વીકાર કરવો જોઈએ તેવી સાંપ્રતકાળની આપણી જરૂરિયાતને અનુરૂપ ચર્ચા કરી હતી. સર્જનમાંથી તત્ત્વજ્ઞાન અને તત્ત્વજ્ઞાનમાંથી સર્જન તેવા ક્રમને અનિવાર્ય ગણાવ્યો હતો. અન્ય ચર્ચકોએ બાબુ સુથારની 'કાચિંડો અને દર્પણ' અનુઆધુનિક નવલકથા સંદર્ભે ખાસ્સા સવાલો કર્યા

હતા પણ દુર્ભાગ્યે તેના ઉત્તરો સમયના અભાવે આપી શક્યા નહિ. પોતાની કૃતિ વિષે બે મિનિટમાં ખુલાસો આપતાં જણાવ્યું હતું કે તેમણે કૃતિમાં હળવા ફેરફારો કર્યા છે તે હવે પ્રગટ થશે. ભરત મહેતાએ 'ડહેલું'માં Humourનું તત્ત્વ નહિવત્ છે તેવા બાબુ સુથારના નિરીક્ષણને પડકારી 'Humorous' પ્રસંગો ટાંકી બતાવેલા.

છઠ્ઠી બેઠક : પ્રતિબદ્ધતા અને નવલકથા સન્દર્ભે શ્રી જયંત ગાડીતે પશ્ચિમની બે નવલકથાઓ સંદર્ભે ચર્ચા કરી હતી, પરંતુ બેમાંથી એક ભારતીય કૃતિ પસંદ કરી હોત તો તુલનાને અવકાશ મળી શકત. પુરુરાજ જોષીએ અબ્દુલ બિસ્મિલાની 'ઝીની ઝીની ભીની ચંદરિયા' વિષે પ્રમાણમાં વસ્તુકેન્દ્રી વક્તવ્ય રજૂ કર્યું હતું. ચર્ચાઓમાં ભરત મહેતાએ આ નવલકથાઓની રસકીય બાજુઓ રજૂ કરી હતી. મીનળ દવેએ 'સાત પગલાં આકાશમાં' નવલકથાની મર્યાદાઓ દર્શાવી હતી. નીતિન મહેતાએ મિલાન કુન્દેરાની પ્રતિબદ્ધ છતાં કળાત્મક નવલકથાના ઉદાહરણો રજૂ કર્યાં હતાં. જયેશ ભોગાયતાએ આપણા સમાજમાં બૌદ્ધિક વર્ગનું શોષણ કઈ રીતે થાય છે તેના ઉદાહરણ રૂપે શ્યામ બેનેગલની 'મંથન' સિનેમા વિષે ચર્ચા કરી હતી. પ્રતિબદ્ધતા અને કળા વચ્ચે કોઈ ગજગ્રાહ ન હોઈ શકે. સર્જક પ્રતિબદ્ધ બને તો જ ઉત્તમ સર્જન કરી શકે. બકુલ ટેલરે સમાચાર પત્ર જેવા સમૂહમાધ્યમોમાં સત્ય હકીકતો કહેવી કેટલી જોખમી છે તેનો અંગત અનુભવ રજૂ કર્યો હતો.

જયંત પારેખે કાર્યશિબિરનું સમાપન કર્યું હતું. ત્રણ દિવસનો કાર્યશિબિર સૌને યાદગાર રહેશે. આભારવિધિમાં કૉલેજના આચાર્યે સંઘનો આભાર માન્યો હતો. સંઘવતી પ્રમુખ શ્રી ધીરુ પરીખ અને મન્ત્રીશ્રી ઉષાબેન ઉપાધ્યાયે સંસ્થા અને શિબિર સંયોજક શિરીષ પંચાલનો આભાર માન્યો હતો. શિરીષભાઈએ પોતાની સમગ્ર ચેતનાવડે કાર્યશિબિરમાં પ્રાણ રેડ્યો તે આનંદની ઘટના છે. ગુજરાતી વિભાગવતી પુરુરાજ જોષીએ સૌનો આભાર માન્યો હતો. શિબિર સંયોજક શિરીષ પંચાલે હવે પછીના કાર્યશિબિરનું સારથિપદ નવયુવાન નિષ્ઠાવાન અધ્યાપકોને સોંપાશે તેવી વિશ્વાસભરી રજૂઆત કરી હતી. હવે પડકાર નવયુવાનોના પક્ષે છે. મહાદેવભાઈ દેસાઈની ડાયરીના એક પ્રસંગમાં 'છોકરે છાશ પીવાય નહિ' તેવી કોઠાસૂઝ ગત માન્યતાને નવયુવાનોએ જૂઠી પાડી હતી તેવું કશુંક કરવાના, ધ્રુવીકરણની દિશામાં પગલાં માંડવાની નેમ સાથે સૌ છૂટા પડ્યાં.

જયદેવભાઈ, પુરુરાજભાઈ અને રાજેશનું આતિથ્ય અને મિત્રોનું સંઘબળ યાદગાર બની રહેશે. જશોદાનગરની તીખી ચા અને સનતભાઈ તથા હિમાંશીબેનના કંઠે રજૂ થયેલી ગીતરચનાઓના સ્વાદને મમળાવ્યા કરું છું.

– જયેશ ભોગાયતા.

મોડાસા
તા. ૨૨/૮/૯૪



## અને છેલ્લે

જે સમાજમાં આપણે જીવીએ છીએ એ સમાજમાં કળાનું કોઈ મહત્ત્વ રહ્યું છે ખરું ? કળાકાર સ્વમાનપૂર્વક માણસ તરીકે અને કળાકાર તરીકે જીવી શકે એવી કશી આબોહવા રહી છે ખરી ? માત્ર કળાકાર જ નહીં પરંતુ પ્રત્યેક વિચારકના સંદર્ભે આ પ્રશ્ન પૂછી શકાય. પરિણામે સમાજ સાથે અવારનવાર તેને સંઘર્ષમાં ઊતરવું પડ્યું છે. રોમેન્ટિકો તો આવા સંઘર્ષને પરિણામે કળાકારની સાથે અનિવાર્યપણે એકલવાયાપણાને સાંકળતા રહ્યા હતા. પાછળથી તો કળાકારની આવી વિભાવના ફેશનપરસ્તીમાં પરિણમી હતી. કળા અને સમાજ, કળાકારનું સમાજમાં સ્થાન, કળા અને આશ્રયદાતા વચ્ચેના સંબંધો - આવા વિષયવસ્તુઓને લઈને ગુજરાતી ભાષામાં વાર્તાઓ લખાઈ નથી. કેટલીક વાર્તાઓમાં કળાકારો પાત્ર તરીકે આવે છે, પરંતુ લલિત કળાઓ સાથે પ્રત્યક્ષ સમ્બન્ધ ગુજરાતી સાહિત્યકારને બહુ ઓછો એટલે એવી વાર્તાઓ આપણને સ્પર્શે ઓછી.

જર્મન વાર્તાકાર ટોમસ મનની કેટલીક વાર્તાઓના કેન્દ્રમાં કળા, કળાકાર, કળા-સમાજ છે; ખાસ કરીને તો યુવાનીના આરંભથી જ તેને સંગીતમાં વધારે રસ હતો એટલે અવારનવાર સંગીત-નાટક સાથે સંકળાયેલાં પાત્રો, વિષયવસ્તુઓ આલેખતા રહ્યા હતા. તેમની એક બહુ જાણીતી વાર્તા 'ત્રિસ્તાં'માં કળા અને સમાજ વચ્ચેના સંઘર્ષને રૂપ આપવામાં આવ્યું છે. વાર્તાનો આરંભ એક આરોગ્યધામનાં દૃશ્યથી થાય છે. જુદી રીતે અપાતી સારવારને કારણે તેમની પ્રતિષ્ઠા બંધાઈ છે. શ્વાસનળીના કોઈ રોગથી પિડાતી ગેબ્રિયલ નામની સ્ત્રી આવે છે. પ્રતિષ્ઠાભૂખ્યા, શ્રીમંત ભદ્ર વર્ગનું પ્રતિનિધિત્વ કરતા પુરુષને એ પરણી છે. એ પુરુષને તો એ પણ ખબર નથી કે મારી પત્ની ઉત્તમ વાયોલિનવાદક છે. એને ભૌતિક મૂલ્યો સિવાયના જગતનો ખપ નથી. એ પોતાની પત્નીને હૉસ્પિટલમાં દાખલ કરાવીને ધંધો સંભાળવા ચાલ્યો જાય છે. ફરી જ્યારે એ સ્ત્રીની તબિયત બગડે છે ત્યારે એને તાકીદ કરી બોલાવવામાં આવે છે ત્યારે પણ આવવાજવાના સ્થૂળ ભાડાની ગણતરી કરીને એ કકળાટ કરી મૂકે છે. એને, એના સમાજને મન તો આવી સંગીતકાર, સુંદર યુવતી સુશોભનાત્મક મૂલ્યથી વિશેષ કશું નથી.

આ આરોગ્યધામમાં એક લેખક પણ આવી ચઢે છે. એના પ્રત્યે ડૉક્ટર અને બીજાઓ ખાસ ધ્યાન આપતા નથી. એ આ કળાકારનો પરિચય કેળવે છે, એની વાયોલિન સાંભળે છે. એનાં જીવન વિશે જાણીને દુ:ખી થાય છે અને એના પતિને કાગળ લખે છે.

કાગળ થોડો આકરો છે. આ નાયક પણ ગઅથેની જેમ બુર્ઝવા વર્ગને આખાબોલા બનીને સંભળાવવામાં માને છે. પત્રને નિમિત્તે કળાકાર કયા પ્રકારની જવાબદારી નિભાવતો હોય છે - તેણે શું કરવું જોઈએ એની પણ વાત સાથે સાથે કરે છે. તેણે આ સ્ત્રીને એના સાચા સન્દર્ભમાં નિહાળી છે, દિવસો સુધી કોઈ અનંત દર્શનની જેમ તેના અંતઃચક્ષુ સમક્ષ આ સ્ત્રી છવાયેલી રહી હતી. એટલે પોતે જે રીતે, જે સંદર્ભમાં આ સ્ત્રીને જોઈ છે એ રીતે એના પતિએ, સમાજે પણ જોવી જોઈએ એવું માને છે. શબ્દ જો પ્રાપ્ય થયો હોય તો એનો ઉપયોગ કરવો જોઈએ, પોતાની આ અનુભૂતિને વ્યક્ત કરવા માટે યોગ્ય શબ્દ શોધી કાઢવો જોઈએ, આ કર્યા વિના એ રહી શકે જ નહીં માટે તેણે

એતદ્

ગમે તે ભોગે આ કરવું રહ્યું. વાર્તામાંનો લેખક એક દૃશ્યની વાત કરે છે. કોઈ ભૂખરા રંગની ભવ્ય ઇમારતની પાછળ વર્ષો જૂનો અને ખૂબ જ ફાલેલો બાગ છે. ક્યાંક દીવાલો છે પણ-પવન, પાણીના ઘસારાને કારણે એ ખવાઈ ગયેલી છે. એની પાછળ સ્વપ્નો છે, અપેક્ષાઓ છે, ઉપેક્ષા પણ છે. બાગમાં બરાબર વચ્ચે એક ફુવારો તેની ભાંગીતૂટી પાળ પર ઝાંખા જાંબુડિયા રંગનાં કમળ ઝૂલે છે; નાનકડું ઝરણ રસ્તા પરના ખાબોચિયામાં પડે છે એને કારણે આછો ખળખળ અવાજ સંભળાયા કરે છે. આ ફુવારાની આસપાસ વર્તુળાકારે સાત કન્યાઓ બેઠી છે, એમાં એક કન્યા અપ્રતીમ દેખાય છે. આથમતો સૂરજ તેના કેશરાશિની આસપાસ એક ભવ્ય તેજોવલય રચે છે; એ અસામાન્ય કન્યાનાં નેત્ર દુઃસ્વપ્ન જેવાં છે પણ સુંદર હોઠ પર સ્મિત ફરક્યા કરે છે.

એ કન્યાઓ ગાઈ રહી છે, એમનાં મોં ઊછળતાં કૂદતા ઝરણા સામે મંડાયેલાં છે. ઝરણની બંકિમ ગતિ સામે તેમની દૃષ્ટિ મંડાયેલી છે. એ વહેતા-નૃત્ય કરતા ઝરણની આસપાસ તેમનું સંગીત છવાઈ ગયું છે.

આવું કોઈ દૃશ્ય જોઈએ ત્યારે એ કદી ભુલાય ખરું ? સામાન્ય માનવી પાસે તો આવા દૃશ્યને જોવાનો સમય જ હોતો નથી; સંગીત શ્રવણ માટે કાન હોતા નથી.એટલે પેલો લેખક પત્રમાં પૂછે છે. તમે એ જોયું હતું ખરું ? ના, જરાય નહીં. જો જોયું હોત તો તો શ્વાસ થંભી ન જાય - હૃદય ધબકતું અટકી ન જાય ? વળી જે આ દૃશ્ય જુએ તે એને પોતાની ચેતનામાં ઝીલીને દૂર સરી જાય, જીવનપથ પર પાછો વળી જાય; પવિત્ર અને અક્ષય સ્મૃતિચિહ્ન તરીકે પાર્થિવ જીવનના અંત સુધી હૃદયની અંતરતમ ગુહામાં સાચવી રાખે. પણ મોટાભાગના લોકો સ્વામીત્વની ભાવનાવાળા હોઈ ભોગવટામાં માને છે. એટલે આવા જડભરત સમાજના પ્રતિનિધિ બનીને આવેલા એ વેપારીએ આવા સર્વોચ્ચ શિખરે જઈ પહોંચેલા દૃશ્યને હૃદયમાં સાચવ્યું નહીં; એ તો એને ખરીદવા માગતો હતો. અને આવી ખરીદી કરવી એટલે તો એને કુરૂપ બનાવવું; આવા વાતાવરણમાંથી ઊંચકીને એને રોજિંદા જીવનની ઘટમાળમાં ઢાળી દેવું. આ સ્ત્રી જે સૌંદર્યમય વાતાવરણમાં ખોવાયેલી હતી એ તો અસ્ત પામી રહ્યું હતું. એ સૌંદર્યનું અંતિમ નિદર્શન તેણે સંગીતરૂપે પ્રગટાવ્યું. આ સંગીત તેનાં નેત્રોમાં પ્રગટતું હતું, પરંતુ એ જોવાની એના પતિને તમા ન હતી, સમય ન હતો; દૃષ્ટિ ન હતી. પછી પાર્થિવ અને અપાર્થિવ વચ્ચેનો ભેદ તો પરખાય જ કેવી રીતે ? એટલે આ સમાજના લોકોને આવી પવિત્રતા નિહાળીને કોઈ આશ્ચર્ય ન થાય. આ પ્રકારના લોકો માત્ર ભોગવટામાં માને છે; કોઈ ને કોઈ રીતે એના ઉપર અધિકાર જમાવવો જોઈએ જેથી આ લોકો એનું પ્રદર્શન કરી શકે. શ્રીમંત હોય એટલે દેખાદેખીથી થોડી રુચિ કેળવીને એનું અભિમાન લઈ શકે ખરા. પણ આ બધા હોય છે અકરાંતિયા.

આવા માણસોને એમના મોઢા ઉપર સંભળાવી આપવામાં આ નાયક માને છે. પ્રતિષ્ઠા, શ્રીમંતાઈથી તેમની ખાઉધરાવૃત્તિ કોઈ રીતે ઢંકાઈ જતી નથી. સુષ્ઠુસુષ્ઠુ, પ્રિય લાગે એવી વાણીનો ઉપયોગ ત્યજી દઈને એમની કુરૂપતા સામે આયનો ધરવાનું કર્તવ્ય આ નાયક બજાવે છે. કારણ કે પદાર્થોને, ઘટનાઓને, માનવીઓને એમના સાચા સંદર્ભમાં ઓળખાવવાની, એમને રૂપ આપવાની, અસંપ્રજ્ઞાતને સંપ્રજ્ઞાત તરીકે વ્યક્ત કરવાની ફરજ સાહિત્યકારની છે એમ આ નાયક માને છે. એનાથી અરૂપ, અવ્યક્ત, અસંપ્રજ્ઞાત જિરવાતું જ નથી. પોતાની બધી જ શક્તિઓને ખર્ચીને પણ આવી ફરજ બજાવવામાં તે માને છે.

સંપત્તિ અને બેઠાડુ જીવને આ પ્રજાની ચેતનાને ભ્રષ્ટ કરી મૂકી છે, એટલે આ ભ્રષ્ટતાને

નાયક બહુ સ્પષ્ટ શબ્દોમાં ઓળખાવે છે 'જેવી રીતે કોઈ સરસ વાનગી જોઈને તમારા મોંમાં પાણી આવે એવી રીતે જ્યારે આવી સુંદર કળાકારને જોઈને એને પત્ની બનાવવાનો વિચાર આવ્યો ત્યારે પણ તમારા મોંમાં પાણી આવ્યું હોવું જોઈએ. એને પત્ની બનાવીને તમે તમારો અધિકાર વ્યક્ત કર્યો - પણ પરિણામ શું આવ્યું ? એનું સઘળું સત્ત્વ નિચોવાઈ ગયું; એક બાળકને જન્મ આપ્યો; એ મોટું થઈને એ જ દિશાએ આગળ વધવાનું.'

આ બધા સૌન્દર્યશત્રુઓ તો ધિક્કારને પાત્ર છે. ભલે એ દુનિયાદારીની દૃષ્ટિએ સફળ બન્યા હોય, લેખક-કળાકારો કરતાં એ વધુ વગદાર હોય; પણ એમના કશા પ્રભાવ હેઠળ આ લેખક આવ્યો નથી; આ સમાજ પાસે બધું જ છે જ્યારે આ નાયક પાસે શબ્દ સિવાય કશું જ નથી; એ શબ્દ વડે જ આ સમાજની સામે ટકી શકાય. લેખક આ શબ્દનો ઉપયોગ કરવા માગે છે. એ શબ્દની વેધકતા, તેજસ્વિતા અને સુંદરતાથી પેલા વેપારી જેવાની વજ્રસમાન સમતુલા થોડા સમય માટે તો ખોરવાઈ જશે એવી તેને શ્રદ્ધા છે.

ટોમસ મનની આ ગુચ્છની વાર્તાઓના અનુવાદ હાથ ધરવા જેવા છે પણ હવે તો આ બધી અસ્પૃશ્યો બની ગઈ છે; દેશીનો-ઘરદીવડાંઓનો મહિમા વધ્યો છે. પણ આ ગૃહદીપકો નેત્રદીપકોના સ્તરે પહોંચે એ જરૂરી છે. ટોમસ મનની વાર્તામાં તો ખલનાયક તરીકે જડભરત સમાજનો પ્રતિનિધિ છે. આપણે આ વાર્તાકારના સમયથી ખાસ્સા આગળ વધ્યા છીએ. હવે ખલનાયકનો પાઠ ભજવવા કળાકાર પોતે આવી રહ્યો છે.

ડ્રાયફસ જેવા એક અદના માનવીને બચાવવા માટે એમિલ ઝોલાએ કેટલી મોટી ઝુંબેશ ચલાવી હતી ? અમેરિકાની સરકારે જે એઝરા પાઉન્ડને દેશદ્રોહી જાહેર કર્યો હતો તેને બુલીંગન પારિતોષિક ન મળે એ માટે અમેરિકામાં સાહિત્યકારોની આક્રમક લોબી સામે એલન ટેઈટ અને બીજા સાહિત્ય વિવેચકોએ કેવું રણશિંગું ફૂંક્યું હતું તે યાદ કરો. એવી જેહાદો જગવનારા કળાકારોની સંખ્યા હવે ધીમે ધીમે ઘટવા માંડી છે. દુનિયાભરને અન્યાય થતા હોય ત્યારે એમની વાચા હણાઈ જાય છે પણ એમને જો લગરીક ઘસરકો પડે તો ચીસરાણ મચાવી મૂકે છે.

હમણાં દિલ્હીમાં ગીતા કપૂરને તેમની પસંદગીની કળાકૃતિઓનું પ્રદર્શન યોજવા માટે આમંત્રણ આપવામાં આવ્યું. સ્વાભાવિક રીતે જ આવે વખતે કેટલાક કળાકારો રહી પણ જાય; વિવેચકને પોતાની પસંદગી કરવાનો અધિકાર છે; પણ રહી ગયેલા કળાકારોએ તો ભારે હોબાળો મચાવ્યો. આ હોબાળો એટલે આળા બની ગયેલા આપણા કળાકારોની સંકુચિત મનોવૃત્તિનું પ્રદર્શન. હવે કેમ આવી ઘટનાઓ અવારનવાર બનવા માંડી છે ? કળાના કાલ્પે જતા વ્યવસાયીકરણને જ આપણે જવાબદાર લેખીશું ? સમૂહમાધ્યમોના આક્રમણ સામે ટકી નહીં શકાય એવી પ્રચ્છન્ન ભીતિ આને માટે જવાબદાર છે ? અને છતાં આવા જ સમાજમાં કોઈ સરકારી અધિકારી મૃત્યુની પરવા કર્યા વિના પાયાનાં મૂલ્યો માટે સંઘર્ષ આદરી શકે છે પણ આપણો કોઈ સર્જક-વિચારક આવા સંઘર્ષ માટે કેમ તૈયાર થતો નથી ? બીજી રીતે જોવું હોય તો અદનો માનવી સાહસિક બન્યો છે પણ સર્જક-વિવેચક ગણતરીબાજ, વ્યવહારુ બની ગયો છે. કદાચ આવનારી પેઢી આવા સર્જકો-વિચારકો પાસે જવાને બદલે સામાન્ય માનવી પાસે જવાનું વધારે પસંદ કરે તો અચરજ પામવા જેવું નહીં હોય.

૩૧-૮-૯૪

– શિરીષ પંચાલ

**ક્ષિતિજ સંશોધન પ્રકાશન કેન્દ્રનાં પ્રકાશનો**

સુરેશ જોષી સંચય : સં. શિરીષ પંચાલ * જયંત પારેખ

(કાચું પૂંઠું ૧૦૦/-, પાકું પૂઠું ૧૨૫/-, ડિલક્સ ૧૫૦/)

શોધ નવી દિશાઓની : સં. શિરીષ પંચાલ * જયંત પારેખ

(નવમા દાયકાની સાહિત્યસમીક્ષા ૪૦/-)

કાવ્યવિવેચનની સમસ્યાઓ : શિરીષ પંચાલ ૪૫/-

**સંવાદ પ્રકાશનનાં નવા પુસ્તકો**

મરણોત્તર : સુરેશ જોષી ૨૦/-

સ્ટીફન ત્સ્વાઈગની વાર્તાઓ-૧ : અનુવાદ-શિરીષ પંચાલ ૨૫/-

ગુજરાતનાં લોકવાદ્યો : હસુ યાજ્ઞિક ૧૦/-

**સંવાદ પ્રકાશનનાં આગામી પ્રકાશનો**

મસ્તકની અદલાબદલી : ટોમસ માન અનુ. સનત્ ભટ્ટ

સ્ટીફન ત્સ્વાઈગની વાર્તાઓ-૨, અનુ. શિરીષ પંચાલ * શરીફા વીજળીવાળા

ધનુષ પરથી સનનન્ સં. શિરીષ પંચાલ (નવમા દાયકાની કવિતા)

નવમા દાયકાની ટૂંકી વાર્તાઓ : સં. હિમાંશી શેલત

ગુજરાતી વિવેચન વિભાવનાઓ સં. શિરીષ પંચાલ * સુભાષ દવે * રાજેશ પંડ્યા

ગુજરાતી વાર્તા સંચય ૧-૨ સં. શિરીષ પંચાલ * જયંત પારેખ

ગુજરાતી કવિતાસંચય ૧-૨-૩

(સં. જયદેવ શુકલ * શિરીષ પંચાલ * નીતિન મહેતા * રમણ સોની * જયંત પારેખ)

ક્ષિતિજ પરિવાર અને એતદ્ પરિવારને ખાસ વળતર

સંપર્ક : સંવાદ પ્રકાશન

યુયુત્સુ પંચાલ, ૨૩૩, રાજલક્ષ્મી, જૂના પાદરા રોડ, વડોદરા ૩૯૦ ૦૧૫



# અનુક્રમ

## એતદ્ : એપ્રિલ-જૂન, ૧૯૯૪




(પ્રકાશન તારીખ : ૩૦-૯-૯૪)



# એતદ્

વર્ષ ૧૫ : અંક ૩-૪ જુલાઈ-સપ્ટે. ઑક્ટો-ડિસે.- ૧૯૯૪

સંપાદન :
શિરીષ પંચાલ ❊ જયંત પારેખ ❊ રસિક શાહ



## ખૂતાંનો રાજવી ગીતકથાનો સામાજિક સંદર્ભ

અહીં જે 'ખૂતાંનો રાઝવી' કે 'દેવોલ-ગુઝરણ'[1] નામની ગીતકથા ધ્વનિમુદ્રિત કરવામાં આવી છે, તે ઉત્તર ગુજરાતના ખેડબ્રહ્મા અને દાંતા તાલુકામાં વસતા ડુંગરી ભીલ આદિવાસીઓના લગ્નપ્રસંગે 'કુકરિયું ગાવું'[2] નામની વિધિ વખતે પ્રાતઃકાળે ગાવામાં આવે છે.

આમ તો આ વિસ્તારમાં લગ્નસમયે કન્યા અને વરના પિતાના ઘેર જમવા જવાના પ્રસંગથી જ ગરીબ લાગતાં ખોલરાં ગીત-નૃત્યોની સમૃદ્ધિથી છલકાવા માંડે છે. આ પછી 'ઘોંણ' પૂરવો, ખેતરની માટીના 'ગણેશ' લેવા જવું, 'પીઠી' એ બેસવું, 'વૉનેલો', 'મોરિયું' નચાવવું, 'કુકરિયું' ગાવું, 'માંડવો' રોપવો, 'નૂતર', મામેરું, જાનનું સામૈયું, 'હારખીસરિયું', 'બાબો', 'તોરણ સબાવવું', 'વીદ રાઝા'ને શણગારવા, પોંખવું, 'શેંગોરાં' નાખવાં, ચોરીમાં વીદનું આગમન, કન્યાની પધરામણી, માંડવો નાચવો અને કન્યા વિદાય જેવી લગ્નરીતિની વિવિધ સામાજિક અને ધાર્મિક વિધિઓના પ્રસંગે આ પરંપરિત દૃશ્ય-શ્રાવ્ય ગીત-નૃત્ય-સમૃદ્ધિ લોકસમૂહ વચ્ચે વધુ વિકસે છે.

લગ્નોત્સવ પ્રસંગે જે ગીતો ગવાય છે, તેમાં 'કુકરિયું ગાવું'ની વિધિ સમયે ગવાતાં ગીતો અને પીઠી ચોળતી વખતે સ્ત્રીઓ દ્વારા ગવાતાં ગીતો સિવાય બધાં ગીતો નૃત્યગીતો હોય છે.

જે દિવસે કન્યા કે વરને પીઠીએ બેસાડવાનાં હોય છે તે દિવસે સવારે 'ઘોંણ' પૂરવાની વિધિ

---

૧. આ વિસ્તારમાં 'ખૂતાંનો રાઝવી' કે 'દેવોલ-ગુઝરણ' બંને નામે આ ગીતકથા પ્રચલિત છે.

૨. આ વિસ્તારના ભીલોની લગ્નપ્રથા - વિવિધ સામાજિક અને ધાર્મિક વિધિઓ અને લગ્નગીતોની વધુ માહિતી માટે આ સંશોધકનું 'ફૂલરાંની લાડી' પુસ્તક જોવું.

કરવામાં આવે છે, અને સાંજે કન્યા કે વરને પીઠીએ બેસાડવાની વિધિ કરવામાં આવે છે.

આ પ્રસંગે 'ખોલરા'ની એક ભીંત પર ચૂનાથી દોરેલા ગોતરેજના ચિત્રની નીચે ખેતરમાંથી વિધિવત્ લાવેલા માટીના ઢેફાના સ્થાપેલા ગણેશની સન્મુખ મોડી રાત સુધી પીઠીનાં, દેવ-દેવીઓના મહિમાનાં અને ગોઠિયા વિષયક પ્રણય નૃત્ય-ગીતો ગાવામાં આવે છે. જેમાં કન્યા અને વર પણ સહભાગી બને છે.

પીઠીએ સ્નાન કરાવતી વખતે ગવાતાં ગીતો સિવાય અહીં ગવાતાં ગીતોનો આરંભ સૌથી પહેલાં પુરુષો કરે છે અને સ્ત્રીઓ નૃત્યના લય સાથે ઝીલે છે. અહીં સ્ત્રી અને પુરુષ બંનેનું મહત્ત્વ છે. બંને ગાય છે અને બંને નાચે છે. લગ્નગીતો એ મેદાનમાં વસતા લોકોની માફક ફક્ત સ્ત્રીની એકલીની મૂડી નથી પણ સ્ત્રી અને પુરુષની સહિયારી મૂડી છે. આ લોકનૃત્યગીતોનો શૃંગાર રસ એ આત્મા છે અને પ્રેમ તત્ત્વ એ એનું જીવન છે. જેથી પ્રણય-ઉલ્લાસનાં મધુર ગીતો સાથે સધાતો તેમના બળવાન દેહનો સામૂહિક લયહિલ્લોળ એક વિશિષ્ટ ભીલસંસ્કૃતિનું સામાજિક દૃશ્ય સર્જે છે.

મોડી રાત પછી લોકસમુદાય વિખરાય છે, ત્યાર પછી વર અથવા કન્યા ગોતરેજ પાસે ભોંય પર એક ગોદડી પાથરીને સૂએ છે.

વહેલી સવારે 'વીર રાઝા' કે 'લાડરી' (કન્યા) ને જગાડવા કુટુંબની પ્રૌઢ અને વૃદ્ધ સ્ત્રીઓ ગીતો ગાય છે. આ વિધિને 'કુકરિયું ગાવું' કહે છે. આ ગીતો બેસીને ગવાતાં હોવાથી તેને 'બેઠોર ગીતો' કહે છે. આ ગીતોમાં કોઈ ને કોઈ કથા સમાયેલી હોય છે. 'રાયઢોલો, – રાય મારૂણી, 'અરહી કુવોર', 'નવ લાખ દેવીઓ', 'ખૂતાંનો રાઝવી' (દિવોલ-ગુઝરણ) જેવાં બેઠોર ગીતો ગવાય છે. આ ગીતકથાઓમાં પ્રણય, શૌર્ય, કરુણતા, હીનતા, શઠતા, મહાનતા જેવા વિવિધ માનવીય ભાવોની ભાવસૃષ્ટિ તરંગિત થયેલી જોઈ શકાય છે.

વર અને કન્યાના ભવિષ્યના વ્યક્તિગત અને સામાજિક જીવનમાં આવનારી મુસીબતો સામે આ ગીતકથાઓ અમૃત સિંચનનું કામ કરે છે. આમ વરકન્યાને ભવિષ્યમાં આવનાર સુખ-દુઃખ પ્રધાન જીવનનું શિક્ષણ આપતાં હોવાથી આ 'બેઠોર-ગીતો' જીવનની પાઠશાળા જેવાં હોય છે.

કથાનો આજનો સંદર્ભ

માહિતીનું સ્થળ

અહીં ધ્વન્યાંકન કરેલો 'ખૂતાંનો રાઝવી' એ સાબરકાંઠા જિલ્લાના ખેડબ્રહ્મા તાલુકામાં આવેલા પંથાલ ગામમાંથી ધ્વનિ મુદ્રિત કરેલો છે. પશ્ચિમે આ ગામની પાસે આવેલા 'પાશોરા' ગામથી બનાસકાંઠા જિલ્લાની હદ શરૂ થાય છે.

ખેડબ્રહ્માથી ૧૨ કિ.મી. દૂર ઉત્તરે રાષ્ટ્રીય ધોરી માર્ગ પર આવેલા કેન્દ્રિત ગામ મટોડાથી ૪ કિ.મી. પશ્ચિમ દિશા તરફ પગદંડીએ ચાલીને આ ગામ જઈ શકાય છે. અત્યારે વસેલા અકેન્દ્રિત ગામ પંથાલની ઉત્તરે મહિષાસુરમર્દિનીની મૂર્તિ, સોલંકી યુગના હિંદુ અને જૈન મંદિરોના અવશેષો વિખરાયેલા જોઈ શકાય છે. ગામની દક્ષિણે સાબરમતી નદી વહે છે. પૂર્વમાં 'ધૂળિયું ખેતર'[1] નામનું પ્રાગૈતિહાસિક સ્થળ આવેલું છે. પશ્ચિમમાં 'ખેતલા બાવસી'નું મંદિર અને 'સેમેરો' નામનો

૧. આ સ્થળેથી આ સંશોધકને પાંચ હજારથી ૭૦ હજાર વર્ષ પ્રાચીન પ્રાગૈતિહાસિક પાષાણ ઓજારો મળ્યાં છે.

ડુંગર આવેલો છે. ઈંટોનાં ખંડેર, જૈન અને હિંદુ મંદિરોની તૂટેલી મૂર્તિઓ વગેરે ઐતિહાસિક યુગના અવશેષો આ ગામની પ્રાચીનતાના પુરાવા આપે છે. પણ અત્યારે તો પ્રાચીન ગામનો સર્વથા નાશ થયો છે.

આશરે બસો વર્ષ પહેલાં પોશીના પટ્ટાના દાંતિયા ગામ પાસે આવેલા ખાંટ ગોત્રના આદિવાસીઓએ આ ગામમાં 'ખૂંટો' નાખીને આજનું અકેન્દ્રિત પંથાલ ગામ વસાવેલું છે.

ગામમાં ખાંટ, ગમાર, કોદરવી અને મકવાણા ગોત્રના ડુંગરીભીલ આદિવાસીઓ વસે છે.

ગીત કથાની ગાયિકા

આ ગામનાં વતની ખાંટ હરમાંબહેન દેવાભાઈ પાસેથી ૧૯૮૬માં તેમના પુત્ર પ્રવીણભાઈના લગ્નસમયે આ બેઠોર ગીત 'ખૂતાંનો રાજવી' ધ્વનિમુદ્રિત કર્યું છે. આ સમયે તેઓની ઉંમર ૬૫ વર્ષની હતી.

હરમાંબહેનનું ઘર 'ખેતલા બાવસી'ના ડુંગરની તળેટીમાં આવેલું છે. તે ઊંચું અને ભારે ડિલ ધરાવે છે. છતાં બીજનાં ભજન-નૃત્યમાં પ્રવીણતા પ્રાપ્ત કરેલી છે. તેઓના પતિ દેવાભાઈ અને પુત્ર નવજીભાઈ આ વિસ્તારના ખ્યાત સાધુ હોવાથી તે પણ એક ઉત્તમ 'બાણિયા' તરીકે ખ્યાત છે.

હરમાંબહેન લગ્નગીતો ઉપરાંત બાધાનાં ગીતો, વધામણાંનાં ગીતો, દેવ-દેવીઓનાં ગીતો, હોળીનાં ગીતો અને ગોરનાં ગીતોની માહેર છે. આ ઉંમરે પણ તેણી ઢોલના વિવિધ તાલ સાથે સહજતાથી નૃત્ય કરી જાણે છે.

ખેતીવાડી સારી હોવાથી અને પ્રેમાળ સ્વભાવની હોવાથી તેમનું ઘર અતિથિઓના આશ્રયસ્થાન જેવું છે.

ઘેર જ લગ્નપ્રસંગ હોવાથી મુખ્ય ગાયિકા હરમાંબહેનને તેઓનાં સગાંસંબંધી અને કુટુંબીજનો પૂરી તન્મયતા અને ઉત્સાહ સાથે વહેલી સવારે કુકરિયું ગાતી વખતે 'ખૂતાંનો રાઝવી' બેઠોર ગીત ગાવામાં સહાયક થયાં હતાં. સંખ્યા વધુ હોવાથી તેઓની દીકરી હીરાબેન અને પુત્રવધૂ હુજરીબહેન સિવાય બીજી સ્ત્રીઓનાં નામ નોંધી શકાયાં નથી.

મૂળ કથાનું ગદ્યરૂપ

આકાશમાં નખ જેવડાં નીકળેલાં વાદળ ચારણી જેવડાં થવા લાગ્યાં છે. ધીમે ધીમે ક્ષિતિજમાં (થૂરમાં) મહેલ હોય એવાં વાદળો ઊંચે આકાશમાં ચડવા લાગ્યાં છે.

ભાભી દિયરને કહે છે, 'આષાઢ માસ આવ્યો છે અને દિયર, તને ઊંઘ કેમ આવી છે ? સમદર નગારું લઈને પૃથ્વીના માથે ચડવા લાગ્યો છે. પીળાં પરોઢ થયાં છે; વનના કૂકડા બોલવા લાગ્યા છે. મેઘ (ઍંદરિયો), 'બમણાં-તમણાં રૂપ કરીને ક્ષિતિજમાં 'ઢી...ડી...ડી...' કરતો ગાજવા લાગ્યો છે. શૂરા નરોને શૂરાતન ચડે છે અને કાયરો ગભરાય છે. આવી વેળાએ દિયર, તમે જાગો છો કે ઊંઘો છો ? મેઘ ધીમો ધીમો 'ધધમવા' લાગ્યો છે. આકાશમાં વીજળીઓ 'ધધૂક્વા' લાગી છે. ભાઈ, તમે જાગતા હો તો બહાર આવો.'

વરસાદનાં જીવડાં બોલવા લાગ્યાં છે. 'વેરાગી' દિવસ આવ્યો છે. દિયર કહે છે, 'હું અર્ધનિદ્રામાં છું.' ભાભી કહે છે, 'ફરિયાં ખેતરો વરસાદથી ભીંજાવા લાગ્યાં છે, તમે બહાર આવીને હળ જોતરવાની તૈયારી કરો.'

દિયર ધોળા બળદોને હેતથી થપથપાવીને બહાર કાઢે છે. બળદોને ઘાસ નીરે છે. પછી ભાભીને કહે છે, 'હું હળ જોતરવાની તૈયારી કરું છું. તમે કૂરી- બંટીનાં બીજ કાઢો.'

દિયર હળ જોતરવાની તૈયારી કરે છે. ધોળા બળદોની કાંધે ધૂંસરી મૂકે છે. ગણેશનું સ્મરણ કરે છે અને બળદોને કહે છે, 'તમે રૂડા શુકન આપજો.' ભાભી કોઠીના સૂકા દાટા ખોલીને બીજ કાઢે છે અને દિયરને આપે છે. દિયર પછેડીના છેડે જુવાર-બાજરીનાં બીજ બાંધીને તાણીને ગાંઠ વાળે છે. બીજની પછેડી ખભે નાખી તે જેવા બળદ હાંકવા જાય છે ત્યાં તો ધોળો બળદ ઢીલો પોદળો કરવા લાગ્યો છે. દિયર વિચારે છે, 'મારા બળદ સારા શુકન કેમ આપતા નથી ?' બળદ હાંકીને ગામને ગોંદરે જાય છે તો ડાબી બાજુએ દેવચકલી બોલવા લાગી છે. જમણી દિશાએ લેલું બોલવા લાગ્યું છે. ખૂતાંનો રાજવી નકારમાં માથું ધુણાવીને વિચારવા લાગ્યો છે, 'મને આજે ખોટા શુકન થાય છે !'

ખૂતાંનો રાજવી મારગે મારગે માલ અને કૂરીના ખેતરે આવે છે. ખેતર વરસાદથી ભીંજાયાં છે. બીજ ખભેથી નીચે મૂકી હળ ફરીથી જોતરવા લાગ્યો છે. પર્વતો પર 'કેંયાંક કેંયાંક' કરતા મોર બોલી રહ્યા છે. તે શેઢા પર હળ નડાવીને ખેતરમાં આવે છે અને ગણેશનું સ્મરણ કરતાં કહે છે, 'તું બળદોમાં બળ મૂકજે અને દાણામાં બરકત આપજે.' ધરતી માતાને કહે છે, 'હું તને જેમ જેમ ખેડું તેમ તેમ ગજ ગજ વધતી રહેજે.' રાજવી જમીનને ખેડવા લાગ્યો છે. ઉત્તર-દક્ષિણ ચાસ ખેંચીને કૂરી-બંટીનાં બીજ વાવવા લાગ્યો છે.

ડાબા ડુંગરોની મધ્યમાં સૂર્ય આવ્યો છે, ભર બપોર થયા છે અને ખરો તાપ થવા લાગ્યો છે. ધીમે ધીમે દિવસ નમવા આવ્યો છે અને ખૂતાંના રાજવીને ભૂખ લાગી છે.

ભાભી ઘડા (સરવા-બચુડા)માં ખાટી છાશ લે છે. કૂરી-કોદરાના રોટલા માથે મૂકે છે. લટકતે હાથે, 'મોઝૂરીના મસકે' (નવી મોજડીના 'ચૂરમૂર' અવાજે સાથે) નાના પગની લાંબી ફાળે મારગે મારગે દિયરનું ભાત લઈને આવવા લાગી છે.

ભગવાનને વારતા રાખવાની હશે. દિયર-ભાભીને ઘણાં હેત છે. દિયર લાંબી નજરે જુએ છે તો મારગે મારગે ભાભી આવી રહી છે. દિયર વિચારે છે, 'ભાભીએ મને કોઈ દિવસ પણ ભૂખે માર્યો નથી અને આજે મારા ભાતની આટલી બધી વાર કેમ લગાડી હશે ?' એટલામાં તો ભાભી ભાત લઈ કૂરિયા-માલિયા ખેતરે આવે છે. શેઢા ઉપર ઊભી રહી માન સાથે દિયરને કહે છે, 'મારા લાડકા દિયર ! તમારું ભાત ક્યાં મેલું !, ભાભીને જોઈને દિયરને રીસના 'મોર' ચડે છે. ભાભી કહે છે, 'મારી સેજ (હેજ) ક્યાં પાથરું ?' દિયર કહે છે, 'ભાભી, કાગડા-કૂતરાંને નાખ તારાં ભાત અને પથ્થરે પટકાવ તારી સેજો. મારા ભાતની આટલી બધી વાર કેમ લાગી ? દિવસ ડાબા ડુંગરે જઈને નમ્યો છે. તારી આંખો ફૂટી ગઈ છે ? તારે આંખો ખોલીને જોવું તો હતું ?' 'દિયર, ખોળામાં નાનાં બાળકો રડતાં હતાં અને ખીલે વાસતાં વાછરડાંને ઘાસ-પૂળો નીરવા રહી જેથી આટલી વાર થઈ છે.' આવેશમાં આવેલો ખૂતાંનો રાજવી ઉપાલંભ (અવટા) આપતાં કહે છે, 'ભાભી, તારાં બાળકોને અને વાછરડાંને કરડજો કાળો નાગ !' દિયરના ઉપાલંભથી નવાઈ પામીને દુઃખી થયેલી ભાભી કહે છે, 'ભાઈ, તને કોઈએ ભાંગ ખવડાવી છે કે પછી કાળો દારૂ પાયો છે કે જેથી કોઈ દિવસ નહીં અને આજે મને આવા ઉપાલંભ આપે છે ? મારા લાડકા દિયર, તને આજે શું થયું છે ? અહીં મારી પાસે આવ અને ભાત જમી લે.' 'મને ભૂખ લાગી હતી અને તેં આટલી બધી વાર કેમ લગાડી ? ભાભી, કયા હેતનાં ભાત લઈને આટલી વહેલી આવી છે કે જેથી હું

જમું ?' ભાભીને હવે પગથી રીસ ચડી છે. ત્યાંથી ચોટીમાં પહોંચી ભડાકો થયો છે. તે કહે છે, 'દિયર, મારી સાસુના જાયા, મેં તને આટલો બધો જબરો નહોતો જાણ્યો ? એવો જબરો હોય તો તું જા મારા પિયર મંડોવર દેશમાં. ત્યાં મેયા મંડોવરની દીકરી દેવોલ ગુઝરણ રહે છે. તે સવારે સવાશેર ફૂલોમાં તોલાય છે અને (ભાવિ પતિ માટે) અડધા ચોખાનો હાર બનાવે છે અને અડધા ચોખાનું ભોજન જમે છે. લીલા ચણાની ફોતડીએ પાણી પીએ છે. તે પડદે રહે છે અને પડદે ખાય છે, પુરુષનું મુખ ક્યારેય જોતી નથી. મારા પર જોર કાઢ્યા વિના આ નારીને પરણીને આવે તો જ હું જાણું કે તું વીર છે ! જે દિવસે દેવોલને પરણીને આવીશ તે દિવસે હાથમાં દેવગરો થાળ લઈને સૂરજપોળોમાં તારું સામૈયું કરવા સામે આવીશ. ખજૂરના પાન જેવી જ્યોતવાળા દીવાથી તારી આરતી ઉતારીશ. તારા કપાળમાં કંકુનો ચાંલ્લો કરી, ચોખાથી વધાવી વાજતે ગાજતે મહેલમાં લઈ આવીશ.

ખૂતાંના રાજવીને ભાભીના બોલ કડવા લાગ્યા છે. તેને રીસના 'મોર' પગથી ચડે છે; ત્યાંથી માથે આવે છે. તે ધૂંસરીથી બળદોને છોડીને મુક્ત કરે છે અને કહે છે, 'લીલા-ધોળા બળદ, તમે વનનાં સાબર બનજો. ધૂંસરી, તું અજગર થજે.' રાશ અને જોતરાંને શિખામણ આપતાં કહે છે, "રાશ, તું નાગ થજે અને જોતરાં તમે વનની ઘો થજો. સમોલ, તમે 'બૉડિયા-ભપોરિયા' નામના સાપ થજો. ખેતીની બધી 'સરાજમ' તમે સાથે મળીને વનનું રાજ કરજો. અને તમારાં કરમ તમે ભોગવજો."

ભાભીના મહેણાંનો મારેલો ખૂતાંનો રાજવી પોતાનો દેશ છોડીને બીજા દેશમાં જવા લાગ્યો છે. મારગે જતાં તેને પશ્ચાત્તાપ થાય છે અને મનમાં વિચારે છે, 'મારે અને ભાભીને ઘણાં હેત હતાં અને આ શું કળા થઈ ? હું જન્મ ધરીને ક્યારેય બોલ્યો ન હતો. એવાં કડવાં વચન આજે ભાભીને કહ્યાં. મારી ભાભી પણ ક્યારેય બોલી નહોતી એવાં મહેણાં મને માર્યાં, જેથી અમારે આજે વિયોગ થયો !'

દિયર રડે છે અને બીજા દેશમાં જાય છે. ભાભી રડે છે અને પોતાના દેશમાં જાય છે. જતાં જતાં ભાભી વિચારે છે, "આ શું કળા થઈ અને મારો દિયર જતો રહ્યો ! હવે મારા પતિના દુઃખમાં ભાગીદાર કોણ બનશે ? દિયર તો 'વેરાગ' કરીને જતો રહ્યો પણ તેને વનનાં જાનવર ખાઈ જશે તો ?" ભાભી વિલાપ કરતી વાદળ મહેલમાં જવા લાગી છે અને ખૂતાંનો રાજવી મેયા મંડોવરની સીમમાં જવા લાગ્યો છે.

ખૂતાંનો રાજવી દેવોલ ગુજરણની સીમમાં આવવા લાગ્યો છે. મંડોવરના ગોંદરે આવી વાવના માથે બેસે છે. તે તરસ્યો થયો છે. વાવમાં ઊતરીને પાણી પીએ છે અને પોતાના દેશનું પાણી નહીં પીવાનું પણ છોડે છે.



દેવોલની દાસીઓ તાંબાનાં બેડાં માથે મૂકીને પાંચ-પચ્ચીસના વૃન્દમાં પાણી ભરવા આવી રહી છે. દાસીઓનાં મુખ પૂનમના ચંદ્ર જેવાં છે. બહુરૂપીલી છોકરીઓ વાવના માથે આવે છે અને ખૂતાંનો રાજવી આંખો ઢાળીને બેસી રહ્યો છે, દાસીઓ એકબીજાની સામે જોઈનેકહે છે કે, 'આજે તો વાવના માથે ભૂત થયો લાગે છે !' કાચા જીવની છોકરીઓ તો ભયથી 'ઠબોઠબો' ઊભી રહી જાય છે. કેટલીક મન મજબૂત કરીને કહે છે, 'તું તો ભૂત છે કે કાચા માથાનું માનવી ? તારું રૂપ જોઈને અમારો જીવ ગભરાવા લાગ્યો છે.' ખૂતાંનો રાજવી કહે છે, 'છોકરીઓ, તમારું નામ શું

છે ? તમે કોની દાસીઓ છો ?' 'અમે દેવોલ કુંવરીની દાસીઓ છીએ. દેવોલબહેનનું પાણી ભરવા આવ્યા છીએ. પણ અહીં વાવને માથે બેસવાનું તમારું શું પ્રયોજન છે ?' રાજવી આંખો ઢાળીને કહે છે, 'મને તો ગોવાળ રહેવાની અભિલાષા જાગી છે !'

ચંદ્ર છાપો હોય તેવું ખૂતાંના રાજવીનું મુખ છે. આંખો ભમરાની પાંખ જેવી શોભે છે. પીઠ આબુના બે શિખરો વચ્ચેની ખીણ જેવી શોભી રહી છે. દાસીઓ એકબીજીને કહે છે, 'બહુરૂપીલો આ યુવાન તો વાવને માથે તારાનું વૃન્દ ખીલ્યું હોય એવો શોભી રહ્યો છે !' છોકરીઓ પાણી ભરીને જવા લાગી છે. એક બીજી સાથે વાતો કરતી કહે છે, 'ક્યા રાજાનો આ કુંવર હશે ? વાવના માથે તો સાચે જ તારોડિયું ખીલ્યું છે !' ભરે બેડે દાસીઓ દેવોલને મહેલે જવા લાગી છે. ઝટ ઝટ તાંબાનાં બેડાં પાણિયારે મૂકીને દેવોલને કુંવરના સમાચાર આપવા સાતમા માળે જાય છે. તેઓ કુંવરીની સામે હાથ જોડીને કહે છે, 'વાવના માથે તો તારોડિયું ફૂલ્યું છે ! વાવે કોઈક દેશનો બહુરૂપીલો રાજા આવીને બેઠો હોય એવું લાગે છે. મુખ પર તો ચંદ્ર છાપો છે. આપણા રાજમહેલમાં શોભે એવો છે! તેને ગોવાળની નોકરીમાં રહેવું છે.' દાસીઓની વાત સાંભળીને દેવોલનું હૈયું હાથમાં રહેતું નથી. તે ઉતાવળી થઈને કહે છે, 'તમે બાપુની કચેરીમાં જાઓ અને સમાચાર આપો. ગાયોના ધેણમાં આપણાભાઈ ઘણા દુઃખી થાય છે. આપણી ગાયોના ધેણ માટે તેને ગોવાળ રાખવાનું કહો. તેઓ શું ઉત્તર આપે છે તે મને પાછી આવીને ઝટ કહો.' દાસીઓ કચેરીમાં જઈને ઊભી રહે છે, અને વાવના માથે બેઠેલા સરદારની વાત કરી તેની ગોવાળ રહેવાની અભિલાષાનો સંદેશો કહે છે. રાજા કહે છે, 'તમે દેવોલ કુંવરીને પૂછી જુઓ અને દેવોલબહેન કહે તો જ તેને ગોવાળ તરીકે રાખો.' દાસીઓ રાજાનો સંદેશો દેવોલને કહેવા ઉતાવળી થાય છે. ઝડપના કારણે ઘાઘરીઓના પાલવ ઊડે છે અને દેવોલના રાજમહેલમાં આવે છે. તેઓ રાજાનો ઉત્તર દેવોલને કહે છે. દેવોલ દાસીઓને આદેશ આપતાં કહે છે, 'તમે સરદારને માણેકચોકમાં લાવીને લીમડીની છાયામાં બેસાડો. હું ભમરબારીથી તેને જોઈશ. તે માંદો હશે તો આપણી ગાયો સાચવી શકશે નહીં.'

ભાગ્યવાનના છૂટ્યા બોલ અને અભાગીના તૂટ્યા પગ. દાસીઓ તો વાવના માથે જવા લાગી છે. તેઓ સરદારને મળીને વાતો કરવા લાગી છે. દાસીઓ કહે છે, 'સરદાર, તમને શું કહીને બોલાવીએ ?' ખૂતાંનો રાજવી કહે છે, 'બહેનો, મારું નામ દિયર છે. મને દિયર કહીને બોલાવજો.' છોકરીઓ ખુશી થતી થતી તેને માણેકચોકમાં લાવીને લીમડીની છાયામાં બેસાડે છે.

દેવોલ પડદે રહીને ભમરબારીએથી ખૂતાંના રાજવીને જોવા લાગી છે. મુખ પરથી ચંદ્રનાં કિરણો છૂટતાં હોય એવો રાજા શોભી રહ્યો છે. એટલામાં તો દાસીઓ રાજમહેલમાં આવે છે. દેવોલ કહે છે, 'તમે સરદારને સાંજ વેળાએ ગાયો બતાવજો.'

સાંજ વેળા થઈ છે. ગાયો આવવાની ઝડપથી 'ખણાટા' ઊડવા લાગ્યા છે. સામસામે ઘસાવાથી શીંગડે આગ ઊડે છે અને ઝડપથી ગાયો આવી રહી છે. વચ્ચે સૂરજનો સાંઢ 'તાડૂકા' મારે છે. (અડાણામાં દૂધના કારણે) ગાયો 'બૉંગણા' પાડે છે અને વાડા ભણી આવી રહી છે. 'સાંપો' ગોવાળ ગાયોને વાડામાં વાળવા લાગ્યો છે. ખૂતાંનો રાજવી વિચારે છે, 'સુખી થાઉં, દુઃખી થાઉં પણ દેવોલની ગાયો તો ચારવી જ છે !'

દાસીઓ સાંપા ગોવાળને 'દોવારું' (દૂધ કાઢવાનું સાધન) આપે છે. નાની વહેળીઓના ધોધ બોલે એમ ગોવાળ ગાયો દોહી રહ્યો છે. સાકરિયાં દૂધના પીનારા ભાઈ અને ભાભીઓ સાકરિયાં દૂધ પીએ છે.

પીળિયાં પ્રભાત થયાં છે. દેવોલ દાસીઓને આદેશ આપે છે, 'ગાયોમાં જવાની વેળા થઈ છે. ગોવાળને દાતણ-પાણી અને નાસ્તો આપો. પછી કહો કે મારી ગાયો વનમાં દુઃખી ન થાય.'

ખૂતાંનો રાજવી સવારે ઊઠીને દાતણ કરે છે. ઊગતા સૂર્યને વંદીને માતા-પિતાને સ્મરે છે. ગાયોને વંદન કરી કહે છે, 'સાલોરદેવી, આજથી હું તમારી ગોવાળી કરવા આવ્યો છું !' આ પછી લાકડીને વંદીને હાથમાં પકડે છે. ગાયો ડુંગરોમાં થઈને 'ઝેંઝણિયા ઝોડ'માં જવા લાગી છે. ધૂળ ઊડવા લાગી છે અને ગોવાળ 'ટઉકરા' કરીને ગાયોને ચારવા લાગ્યો છે. ભરબપોર થયા છે. ગાયો ઘાસ ચરીને ધરાઈ ગઈ છે. ગોવાળ તેઓને ગંગાના ઘાટે લઈ જઈને નીર પાય છે. સંતૃપ્ત થયેલી ગાયો પારેખ વડલાની છાયાએ આવીને બેસે છે.

નાનાં બાળકોએ ચૂંથેલો અને માખોએ બોટેલો 'ડોઓ' ગોવાળિયા માટે આવે છે. રાજવી તો આવેલા 'ડોઆ'ને ભોજન સમજીને જમે છે. દિવસ ડાબા ડુંગરે જવા લાગ્યો છે. ઝેંઝણિયા ઝોડમાં 'ટઉકરા' કરતો ગાયો ચારે છે. સાંજ વેળા થવા આવી છે. ગાયો કાન ઊંચા કરીને વાછરડાંને યાદ કરે છે. ગોવાળ ઘર તરફ ગાયોને હાંકે છે. સૂરજનો સાંઢ ગાયો વચ્ચે તાડૂકા મારવા લાગ્યો છે. ગોરજ ઊડે છે અને ગાયો ઘર તરફ આવી રહી છે. આમ વર્ષો વીતવા લાગ્યાં છે.



રાજવીને ગાયો ચારતાં બાર વરસ વીતી ગયાં છે. ખૂતાંનો રાજવી વિચારે છે, 'બાર બાર વરસ તો દેવોલ ગુજરણની ગાયો ચારી; તેરમું વરસ પણ માથા ઉપર આવી ઝળૂંબ્યું છે. છતાં હજી સુધી દેવોલનું મુખ જોવા પામ્યો નથી.' તે પારેખ વડલાની વડવાઈ હાથમાં પકડી વિલાપ કરતો વિચારે છે. 'આટલાં વર્ષોમાં એક વખત પણ દેવોલ મળી હોત અને મુખદર્શન થયું હોત તોપણ મરતાં મોક્ષ પામત !'

દિયર વડની વડવાઈ પકડીને દેવોલની યાદમાં આંસુ સારે છે. ભગવાનને સ્મરીને કહે છે, 'હે ત્રણ ભવનના નાથ ! તું દુઃખીને મદદ કરજે ! વૈકુંઠના રાજા, મારી અરજ સાંભળ. જેના માટે મેં બાર બાર વરસ ગાયો ચારી છતાં દર્શન માત્ર પણ હું પામ્યો નથી. તો તું મારી મદદે આવ મારા નાથ !'

ખૂતાંનો રાજવી મેઘ અને સૂર્યનું સ્મરણ કરતાં કહે છે, 'મેઘરાજા, તું મારી મદદે આવજે અને સહસ્ર કિરણોના સ્વામી સૂર્ય 'તું બાર રાતની એક રાત અને બાર દિવસનો એક દિવસ કરજે. જેથી હું દેવોલને પામી શકું.'

ખૂતાંનો રાજવી ઝેંઝણિયા ઝોડમાં ગાયોના બાર ટોળા માટે બાર 'ગોઆરા' (ત્રણ બાજુ ઘાસ છાયેલો ગુવો) કરે છે. તેને રહેવા માટે એક સ્તંભની મેડી બનાવે છે.

દિવસ ડાબે ડુંગરે જવા લાગ્યો છે. ગાયોને દોહવાની વેળા થવા આવી છે અને ખૂતાંનો રાજવી પારેખ વડની વડવાઈ પકડીને ફરીને રડવા અને વિલાપ કરવા લાગ્યો છે.



વૈકુંઠમાં ભગવાનને ખબર પડી છે. ભગવાન વિચારે છે, 'પૃથ્વી પર કોઈ મારું સ્મરણ કરે છે. મારે પૃથ્વી પર જવું પડશે.' ભગવાન બ્રાહ્મણનો વેશ લે છે. સોનાની ચાખડીઓ પગે પહેરે છે. હાથમાં ડાંગ લે છે. વૈકુંઠપુરી પાછળ મૂકી મૃત્યુલોકમાં આવે છે. વૃક્ષના પાનની આડશે ઊભો રહીને ખૂતાંના રાજવી સાથે વાતો કરે છે. તે ગોવાળને કહે છે, 'તારી પાસે ગાયોનાં ધણ રૂપી માલ ઘણો છે. તો પછી તને એવી તો કઈ ભીડ પડી કે જેથી તેં વૈકુંઠપુરીનું સ્મરણ કર્યું. આથી મારે વૈકુંઠપુરીથી

અહીં આવવું પડ્યું ! તું કયા કારણે આંસુ સારે છે ?' 'ત્રણ ભવનના નાથ, હું તારું પુનઃ સ્મરણ કરું છું. મેં બાર વરસ ઢોર ચાર્યાં. તેરમું વરસ પણ માથે આવ્યું છતાં હજી સુધી મને દેવોલનાં દર્શન પણ થયાં નથી. ભાભીના મહેણાને કારણે દેવોલને મેળવવા બાર વરસ સુધી ગોવાળ બન્યો, છતાં ભગવાન, તેં મારી ભીડ ભાગી નહીં. મને દેવોલ પ્રાપ્ત નહીં થાય તો ગળે કટાર મૂકી મરણ પામીશ અને તને મારા અવલ કુંવારાના મરણનું પાપ લાગશે. તું બાર દનનો એક દિવસ અને બાર રાતની એક રાત કરીશ તો કદાચ હું દેવોલને મેળવી શકીશ.'

'હું તારા કહેવાથી બાર રાતની એક રાત કરીશ. હવે તું વિલાપ કરવાનું બંધ કર અને વડની વડવાઈ પણ છોડી દે. તારી ભીડ હું ભાગીશ.' 'હું ખૂતાંનો રાજવી, છતાં ભાભીના મહેણાના કારણે બાર બાર વરસ ભૂખ અને તરસ વેઠ્યાં. તું દેવોલ મેળવી આપવાનું વાચા-વચન આપે તો જ હું વડવાઈ છોડું. તમે વચન આપી ઇન્દ્રપુરીમાં જઈને બંદોબસ્ત કરો.' ભગવાન કહે છે, 'બોલ રાજવી, કયા પ્રકારનો બંદોબસ્ત કરવો છે ? હું વાચા-વચન ચૂકીશ નહીં.' ખૂતાંનો રાજવી કહે છે, 'બાર બાર દિવસ સુધી વરસાદ વરસવો જોઈએ. ગંગા-જમુનામાં પૂર આવવું જોઈએ. ઊંડાં ખાદરાં પણ પાણીથી 'ખળકવા' જોઈએ. પર્વતો ગળી જવા જોઈએ.' 'તું અત્યારે ગાયો ચાર અને ખુશમાં રહે !' આમ બોલીને ભગવાન અલોપ થાય છે અને ઇન્દ્રપુરીના મારગે જવા લાગે છે. ઇન્દ્રપુરીમાં જઈને બાર મેઘ અને તેર વીજળીઓનાં સ્વામી ઇન્દ્રપુરીને પૃથ્વી પર બાર દિવસ સુધી મેઘ વરસાવવાનો આદેશ આપતાં કહે છે, 'ભાઈ મેઘ અને બહેન વીજળી, તમારે તો બાર દિવસ જળ નાખી પૃથ્વીના માથે રમવું પડશે.' ઇન્દ્રના આદેશથી બાર મેઘ અને તેર વીજળીઓ પૃથ્વી પર જવા માટે રૂડો શણગાર સજે છે અને વાતો કરે છે, 'આજ તો આપણે વિના વાદળીએ પૃથ્વી પર ઝબૂંબવું પડશે. ઇન્દ્રનો આદેશ છે તેથી જ તો આપણે પૃથ્વીના માથે ઘણું રમીશું.'

ભગવાન ઇન્દ્રપુરી પાછળ મૂકી રાતપુરીમાં જાય છે. રાતપુરીમાં જઈને સૂર્યદેવને કહે છે, 'સૂરજદેવ, તું બાર રાતોની એક રાત કરજે. મારે ગોવાળિયાની ભીડ ભાગવી છે.' ભગવાન ચંદ્રને કહે છે, 'ચંદ્રદેવ, તું જ્યાં હોય ત્યાં જ થોભી જજે. આપણે બાર રાતોની એક રાત કરવી છે.' છેલ્લે ચંદ્રદેવને આદેશ આપી ભગવાન વૈકુંઠમાં જવા લાગે છે.

ભગવાન વૈકુંઠમાં પહોંચે ન પહોંચે એટલામાં તો ક્ષિતિજમાં નખ જેવડું વાદળ નાનાં નાનાં ધોળાં દેવળમાં બદલાવવા માંડ્યાં છે. વાદળોમાં મેઘ 'ઘદ્રઘરો ઘરો' બોલવા લાગ્યો છે, અને 'ડી...ડી...ડી...ડી' કરતો ચડવા લાગ્યો છે. ક્ષિતિજમાં ઝીણી ઝીણી વીજળી ચમકીને આભે ચડવા લાગી છે. કાળા રંગનો મેઘ આકાશમાં ચડવા લાગ્યો છે અને રાતો અંધારી આવવા લાગી છે. નદી-નાળાં એક થવા લાગ્યાં છે અને ઊંડાં ખાદરાં-પાણીથી 'ખળકવા' લાગ્યાં છે.

❀

ગાયો ઝેંઝણિયા ઝોકમાં રહી ગઈ છે અને મંડોવરના વાડામાં વાછરડાંને ધાવવાની વેળા થઈ છે. જેમ જેમ વેળા વહે છે તેમ તેમ કોઈ દસ દિવસનું, કોઈ પંદર દિવસનું, વળી કોઈ સવા મહિનાનું વાછરડું વાસવા માંડ્યું છે. ભૂખથી બધાં વાછરડાં તડપવા (સીલાપથ) લાગ્યાં છે.

ભાભીઓ દેવોલને મહેણાં મારતી કહે છે, 'દેવોલબાઈ, તારું સારું થજો ! તેં રખડતા ગોવાળિયા ગાયો ચારવા રાખ્યા અને આપણાં બાર બાર ટોળા વાછરડાં મરવા પડ્યાં. ઘાસ-પૂળો નહીં ખાઈ શકતાં વાછરડાં શાના આધારે જીવશે ? તું કહેતી હતી કે મને તો આ જ ગોવાળ ગમ્યો છે અને તેં રાખી લીધો ! તારા કારણે તો વાછરડાં મરવા પડ્યાં. નણદી તારું ખોડ (નખ્ખોદ) જજો !'

મેયા મંડોવરાની દીકરી દેવોલ ભાઈઓને ઘણી લાડકી હતી. તે ખૂતાંના રાજવીને મેળવવા અડધા ચોખાનું ભોજન કરતી હતી અને અડધા ચોખાથી દરરોજ હાર ગૂંથતી હતી. લીલા ચણાની ફોતડીથી પાણી પીતી હતી અને (પોતાના ચારિત્ર્યની પવિત્રતાની ખાત્રી આપવા માટે) દરરોજ સવારે સવાશેર ફૂલોમાં તોલાતી હતી. સદાય પડદે ખાતી અને પડદે રહેતી હતી; વાદળ મહેલે ખાટ હીંડોળે હીંચતી હતી એવી દેવોલ ગુજરણના માથે ભાભીઓનો ઉપાલંભ (ઓળપો) આવ્યો.

ભાભીઓનાં કડવાં વચનોથી બાઈને રીસના 'મોર' ચડ્યા છે. વીર કછોટો વાળી વાછરડાંના વાડા ખોલવા લાગી છે. (ભાભીનાં મહેણાંથી લાગેલા દુઃખથી) બાઈની એક આંખમાં ભાદરવો અને બીજી આંખમાં શ્રાવણ 'ઘૂરે' છે. ગુસ્સાથી બાઈની કસુંબલ કાંચળી ભીંજાવા લાગી છે. જીભ અને તાળવાને છેટી પડવાથી ભાભીઓને પ્રત્યુત્તર આપી શકતી નથી. તે દુઃખી થઈને ગોવાળને શાપ બોલે છે, 'આવો રખડતો ક્યાંથી આવ્યો કે તારું મુખ જોઈને મને દયા આવી અને તને ગાયો માટે રાખ્યો. માથે તો વરસાદ ઘૂરે છે અને તારું નખ્ખોદ વાળવા ક્યાં જાઉં ?'

દેવોલ માથે આવેલા ઉપાલંભના કારણે દુઃખી 'વેંરાગી' થતી વાછરડાંના ટોળા લઈને ગંગાના ઘાટે આવીને ઊભી રહી છે. ગંગામાતા 'ઉર અને પૂર' ઉમટ્યાં છે. જળ તો રમતું અને ખેલતું જઈ રહ્યું છે. દેવોલબાઈ 'રોતી-કકળતી' ગંગાના કિનારે વાછરડાંના બાર બાર ટોળા સાથે ઊભી છે. ચોસઠ દેવીઓ ગંગાના માથે 'ઝળ દેવતીઓ' રમે છે.

દેવોલ ગંગામાતાનું સ્મરણ કરતાં કહે છે, 'ગંગામાતા, ઘડીક મારી અરજ સાંભળ, તું પણ કુંવારી છે અને હું પણ કુંવારી છું. આ જન્મની આપણે બંને બહેનો છીએ. તું સાચી સતી હોય તો (સામે કિનારે જવા માટે) મને માર્ગ આપ. હે માતા ! તારું યૌવન સામસામે દાબી રાખીને મને વચ્ચે માર્ગ કરી આપ. તારું બળ લઈને આગળ-પાછળ ઊભી રહેજે, જેથી હું વચ્ચેના માર્ગમાંથી પસાર થઈ શકું.'

ગંગામાતાએ દેવોલનું સ્મરણ ધ્યાનમાં લીધું છે. ગંગા આગળથી પર્વતોમાં રોકાઈ ગઈ છે અને પાછળથી વહેવા લાગી છે. વચ્ચે ધોમ તાપ વરસતો હોય એમ રેતી ઊડવા લાગી છે. દેવોલ વાછરડાંને બોલાવતી અને હાંકતી સામે કિનારે નીકળી ગઈ છે. બાર ટોળાં વાછરડાં સામે કિનારે આવીને દેવોલની આજુબાજુ ગોઠવાઈ ગયાં છે. દેવોલ ગંગાને ફરીને અરજ કરતાં કહે છે, 'ગંગામાતા ! હવે તું તારા મારગે રમતી-ખેલતી જજે.' ગંગા ચકલીઓના દાવ રમતી રમતી પોતાના મારગે જવા લાગી છે.



ડુંગરે મોર કેકારવ કરે છે; સોહામણી (હુયમણી) કોયલો બોલે છે, અને દેવોલબાઈ 'હીઓ... હીઓ...' બોલતી અને ડચકારો કરી વાછરડાં હાંકતી ઝેંઝણિયા ઝોડમાં જવા લાગી છે. સૂના ઝોડમાં જીવ-જંતુ બોલી રહ્યાં છે. વરસાદ વરસી રહ્યો છે અને દેવોલ વાછરડાં સાથે કાકા ડીગાની મેડી પાસે જઈને ઊભી રહી છે. તે કાકા ડીગાને કહે છે, 'મારાં વાછરડાં વરસાદથી ભીંજાય છે; મને ઘડીક આશરો આપ. કાકો ડીગો કહે છે, 'મારે તો એક જ સ્તંભ (થાંભલી)ની મેડી બનાવી છે. મારાં જ વાછરડાં ભીંજાય છે; અમેય ભીંજાઈએ છીએ પછી તને કઈ રીતે આશરો આપીએ ? પણ આગળ ઝેંઝણિયા ઝોડમાં એક ગોવાળે મોટો 'ગોઆરો' (પશુઓને રહેવા માટેનું ઘાસનું આશ્રયસ્થાન) બનાવ્યો છે. ત્યાં જા. પણ બાઈ, તું એ તો કહે કે આવા વરસાદમાં તારે બહાર કેમ નીકળવું પડ્યું ?' 'કાકા ડીગા, ગોવાળિયાનું મૂળ જજો ! મારાં બાર ટોળા વાછરડાં દૂધ વિના ભૂખે

અને તરસે વલવલે છે. ગોવાળે કેટલે દૂર 'ગોઆરો' વાળ્યો છે?' 'બાઈ, આ પગદંડીએ થોડેક આગળ જા. પણ આવા મારગે તું તારા હાથ, પગ સંભાળીને ચાલજે.' દુઃખી થયેલી દેવોલ કહે છે, 'કાકા ડીગા, મને કાળો નાગ ડસ્યો હોત તો મારો જીવ સુખ પામત. મને ભાભીઓના શબ્દો કડવા લાગ્યા છે!' દેવોલ ભાઈઓની આબરૂના કારણે ભાભીઓના મહેણાની વાત આગળ કરતી નથી. કાકો ડીગો કહે છે, 'ગોવાળે આગળ મોટી મેડી બનાવી છે, ત્યાં તું જોઈ સંભાળીને જા.'

પડદે રહેનારી દેવોલબાઈને દુઃખ આવ્યું છે. તે વિચારે છે, 'ભગવાન, તેં દુઃખ આપ્યું સાચું!' પર્વતોમાં રીંછો બોલે છે. વાઘ-ચિત્તા ત્રાડી નાખે છે અને ધરતી ધ્રૂજવા લાગી છે. મારગે મારગે ઝેંઝણિયા ઝોડ તરફ જતી દેવોલનો જીવ ભયથી 'ડબ ડબ' થવા લાગ્યો છે.

વાછરડાં ધાવ્યાં નહીં હોવાથી ગાયોનાં 'અડાણાં' દૂધથી ભરાઈ ગયાં છે. આંચળ દૂધથી ફાટવા લાગ્યા છે અને (વેદના સહન ન થવાની) ગાયો જોરથી સંભાવા લાગી છે. ગાયો રેંકે છે અને બે ગાઉ દૂરથી આવતી દેવોલને અવાજ સંભળાય છે.

દેવોલની પાછળ પાછળ વાછરડાં આવી રહ્યાં છે. ઝેંઝણિયા ઝોડમાં વાસવા (રંભાવા) લાગી છે. ભૂખ્યાં વાછરડાં પોતપોતાની માતાઓ પાસે જવા લાગ્યાં છે અને ધાવવા લાગ્યાં છે. બાઈનો જીવ 'વૈરાગી' બનીને ગોવાળને ઉપાલંભ આપે છે, 'ગોવાળ તારું નખ્ખોદ જજો! તેં મારાં વાછરડાંને ભૂખ્યાં રાખ્યાં અને ગાયોને પણ દુઃખી કરી!'



ગોવાળ અન્ન-પાણી ત્યજીને એક સ્તંભની મેડીએ બેસી રહ્યો છે. વરસતા વરસાદમાં કાદવ ખૂંદતી ખૂંદતી દેવોલ મેડીની નજીક અને નજીક આવી રહી છે. ખૂતાંનો રાજવી ઊંચો થઈને દેવોલને જોવા લાગ્યો છે. અડધી મેડીથી રાજવીની નજર પડી છે. દેવોલનું મુખ ચંદ્ર જેવું છે. દીવાની શગ જેવું નાક શોભી રહ્યું છે. નેત્ર ખાંડાની ધાર જેવાં છે. પલક (પાંપણ) ભમરાની પાંખ જેવી છે. દાડમના બીજ જેવા દાંત શોભી રહ્યા છે.

ગોવાળનું હૈયું હીંડોળે ચડ્યું છે. તે ભગવાનને સ્મરે છે, 'હે સ્વામી શામળા! અંતે તું દુઃખીની મદદે આવ્યો ખરો!'

દેવોલ મેડી પાસે કાદવમાં ઊભી ઊભી ગોવાળને ઉપાલંભ આપે છે, અને ગોળ બોર બોર જેવડાં આંસુ પાડે છે.

બાઈના હોઠ કંકુ જેવા છે; માથું પાણીદાર નાળિયેર જેવું છે. દેવોલ ગળે હાથ મૂકી ઊભી રહી છે અને માથે વરસાદ વરસી રહ્યો છે. ગોવાળ કહે છે, દેવોલ, તમે દિલમાં દુઃખી નહીં થાઓ અને મારી મેડીએ આવો.' ગોવાળનાં વચનોથી દેવોલને રીસના 'મોર' ચડે છે, 'તારી દયા ખાધી અને ભાભીના ઉપાલંભ મારા માથે આવ્યા. નખ્ખોદિયા! હું પુરુષનું મુખ જોતી નથી અને મારે આજે સૂના વનવગડામાં આવવું પડ્યું! પગે કાંટા-કાંકરા વાગ્યા. ગોવાળિયા, તેં મને ઘણી દુઃખી કરી. તારું ખોડ જજો!'

ખૂતાંનો રાજવી મેડીનું એક પગથિયું નીચે ઊતરે છે. દેવોલ લાંબી લાજ (ઘૂંઘટ) તાણીને ઉપાલંભ આપે છે.

બાઈના હાથ વડની વડવાઈ જેવા શોભી રહ્યા છે.

ખૂતાંનો રાજવી છેલ્લું પગથિયું ઊતરી કાંચળીએ હાથ નાખી ઊંચી કરીને દેવોલને મેડીમાં લઈ જાય છે. દેવોલ તેને છોડાવતાં કહે છે, "તું કોણ છે? ઢેઢ છે કે 'ડૂબ' છે? તું મને અભડાવીશ

નહીં.'' ખૂતાંનો રાજવી કહે છે, 'તમે અધોવસ્ત્ર (આડા ઓળવટ) પહેરી ભીંજાયેલાં કપડાં બદલી નાખો.' દેવોલ કહે છે, 'તું કવેળાએ મારા માથામાં ધૂળ નાખીશ નહીં !''

ગોવાળ માથાનું ફાળિયું આપવા લાગ્યો છે. દેવોલ ગુજરણ વસ્ત્રો બદલે છે અને ખૂતાંનો રાજવી નીચોવીને વસ્ત્રો સૂકવે છે. દેવોલ કહે છે, 'ગોવાળ, તું મારી કરણીમાં ધૂળ નાખીશ નહીં. મારા વાછરડાંના માટે મારે વનખંડમાં આવવું પડ્યું છે. ગોવાળથી તો અમે લાજીએ. અમે તો ખૂતાંના રાજવીને પરણવાની પ્રતિજ્ઞા લીધી છે. તે માટે તો કોરા કાગળ પૂજું છું.' દેવોલનાં વચનોથી ગોવાળિયાના હૈયે હીંડોળો ઘાલ્યો છે. તે કહે છે, 'હું જ ખૂતાંનો રાજવી છું ! મને મારી ભાભીએ મહેણાં માર્યાં અને મારે આ વનખંડમાં આવીને ગોવાળ થવું પડ્યું. મહેણાંના કારણે જ મારે દેશવટો લેવો પડ્યો છે.' દેવોલ કહે છે, 'ભાભીએ એવાં તો શા માટે મહેણાં માર્યાં ?' ખૂતાંનો રાજવી કહે છે, 'હું કૂરિયાં ખેતર વાવવા ગયો હતો. નાનાં બાળકોને રાખવામાં અને ઘાસ-પૂળો કરવામાં ભાભીને ઘણી વાર લાગી. દિવસ નમીને ડાબા ડુંગરે ગયો ત્યારે ભાભી ભાત લઈને આવી. ભૂખના કારણે મને બોલવાનું ભાન રહ્યું નહીં. મેં ભાતને કાગડા-કૂતરાંને નાખી દેવાનું કહ્યું. ને નાનાં બાળકોને કાળો નાગ ડસવાનું અને ઢોરોને વાઘ મારવાનો શાપ આપ્યો. ભાભી અને મારે ભારે ઝઘડો થયો. ભાભીએ પણ મને ઉપાલંભ આપતાં કહ્યું કે, મારાં નાનાં બાળકોને શા માટે નાગ ડસે ? તું એવો વીર હોય તો જા મારા પિયર મંડોવરમાં. દરરોજ સવાશેર ફૂલોમાં તોલાતી મેયા મંડોવરની દીકરી દેવોલ ગુજરણને પરણીને આવીશ ત્યારે હું સૂરજીપોળમાં દેવગરો થાળ લઈને સામૈયે આવીશ, અને ચોખે વધાવી વાજતે-આજતે વાદળ મહેલમાં લઈ જઈશ. આમ અમે બંને રડતાં કકળતાં છૂટાં પડ્યાં, અને હું ભૂખ્યો તરસ્યો દેશવટે નીકળી પડ્યો, અને તારી સીમમાં આવીને અન્ન-પાણી લીધાં. દેવોલ, હું સુખનો નહીં પણ દુઃખનો માર્યો તારા દેશમાં આવ્યો છું. તારાં માટે જ મેં બાર વરસ વનવાસ વેઠ્યો છે. તું નહીં માને તો ગળે કટાર મૂકીને મરીશ !' દેવોલ કહે છે, 'તું મને કુંવારીને પાપના છાંટા ઉડાડીશ નહીં. તું આવ્યો હતો તે દિવસે જ મને કહેવું હતું ને ! રંડવા, બાર-બાર વરસ મેં છોકરાંનો ચૂંથેલો અને માખોએ બોટેલો (અભડાયેલો) ''ડોઓ'' આપ્યો. મારાથી અજાણ્યે તારો ભારે અપરાધ થયો છે !'

બાર રાતની એક રાત થઈ છે. ખૂતાંના રાજવીની આમળેલી મૂછો આંખે ચડી છે. સામસામે નજરો મળે છે. એકબીજાનું રૂપ નિહાળી બંને મૂર્છા (મૂર્છાગતાં) પામે છે. વરસાદી રાત વહે છે. બંને મેડીમાં પોઢ્યાં છે. દેવોલનું મુખ પૂનમના ચંદ્ર જેવું છે. પેટ પાતાળના નાગ જેવું રેશમી છે. પગ દેવળના સ્તંભ જેવા છે. બંને મન-તનની વાત કરે છે. દાણ ચડે છે; દાણ ઊતરે છે અને બંને રસભોગ રમે છે.



આનંદમાં અને આનંદમાં બારમી રાત પસાર થઈ છે. કૂકડે પોતાનું સ્થાન છોડી દીધું છે. પીળાં પ્રભાત ઊગ્યાં છે. દેવોલ ખૂતાંના રાજવીને કહે છે, 'તમે ગાયોમાંથી વાછરડાં અલગ કરી આપો. હું તમારા માટે ભોજન લઈને આવું છું. ઝેંઝણિયા ઝોડમાં ગાયો ચારી ગંગાના ઘાટે પાણી પાજો અને ભરબપોરે પારેખ વડલે ગાયોના ધણને બેસાડજો. તમે બાર બાર વર્ષના ભૂખ્યા અને તરસ્યા છો. હું તમારા માટે ભોજન લઈને આવું છું.' ભગવાનને વારતા રાખવાની હશે. દેવોલ અક્ષડ ઢોર છૂટ્યું હોય એમ મંડોવર તરફ આવી રહી છે. ભાભીઓ અંદરોઅંદર ચર્ચા કરે છે કે 'નણદી તો ગોવાળિયાની મેઢીએ સૂઈને આવી છે. આજે આપણે તેની પવિત્રતાની પરીક્ષા (નીરવૉક્ષ) કરવી પડશે. દેવોલરી સદાય બાર વાછરડાંની બાર રાશો એક જ હાથમાં પકડી, બાર

વાછરડાંને એક જ હાથે ખેંચીને એક સાથે ખીલે બાંધતી હતી. આજે તે બાંધે છે કે નહીં ?'

જેવી નણંદ આવે છે કે ભાભીઓ તેને બાર રાશો આપીને બાર વાછરડાં એક સાથે પકડી, ખેંચીને એક સાથે જ ખીલે બાંધવાનું કહે છે.

બાઈ વાછરડાં પકડવા જાય છે ત્યાં તો કેટલાંક વાછરડાં પૂર્વમાં જાય છે તો કેટલાંક પશ્ચિમમાં દોડે છે. કોઈ ઉત્તરમાં જાય છે તો કોઈ દક્ષિણમાં દોડે છે. દેવોલ એક પણ વાછરડું પકડી શકતી નથી અને ભૂંડા કુળની ભાભીઓ તાળીઓ પાડે છે અને વ્યંગમાં હસતી હસતી કહે છે, 'નણદી તો નક્કી ગોવાળ સાથે ભૂંડી થઈને આવી છે !' તેમાંની એક ભાભી દોડતી માળવાની માળણના ઘેર જાય છે. તેણી માળને કહે છે, 'તું ઝટ ઝટ સવાશેર ફૂલ લઈને આવ, બાઈને ફૂલોમાં તોલવી છે !'

માળણ સોનાની છાબ માથે મૂકે છે. હાથમાં રૂપાનો અંકોડો લે છે, પગમાં તૂટેલાં ખાસડાં પહેરી મારગે મારગે વાડીએ જાય છે. રૂપાના અંકોડે ફૂલ પાડતાં પાડતાં મનમાં ખુશી થતી માળણ વિચારે છે, ''આજે તો ખાસ સંદેશો આવ્યો છે, મને ફૂલોનો મોટો પુરસ્કાર (રીઝમોલ) મળશે.''

માળણ સોનાની છાબમાં સવાશેર ફૂલ લઈને દેવોલના વાદળ મહેલે આવે છે. દેવોલ ભોજન બનાવી રહી છે. માળવાની માળણ દેવોલ પાસે આવીને કહે છે, 'બેટા, તું ઝટ તોલવાના કાંટે આવ.' દેવોલ કહે છે, 'મારે ભોજન બનાવવાં છે.' ભાભીઓ કહે છે, 'નણદી, તમે રોજ સવારે સવાશેર ફૂલોમાં તોલતાં હતાં અને આજે કેમ ના પાડો છો ? તમારે ફૂલોમાં તોલાવું તો પડશે જ ! પછી તમારાં કામ કરજો.'

દેવોલના મુખનું નૂર ઊડી ગયું છે. તેણી કાંટા પાસે જઈને 'હમાંમ' દઈને ત્રાજવામાં બેસે છે. માળણ બીજા ત્રાજવામાં સવાશેર ફૂલ મૂકે છે. માથાનો કેશ પસાર થાય એટલું પણ ત્રાજવું ઊંચું થતું નથી. બાઈ બેઠી છે તે ત્રાજવું જમીનને જ અડી રહ્યું છે. માળણ દેવોલની પવિત્રતા વિશે વહેમથી માથું ધુણાવે છે.

દેવોલ ત્રાજવામાંથી બહાર આવી બત્રીસ-તેત્રીસ પ્રકારનાં ભોજન બનાવવા લાગી છે. ભાભીઓ અંદરોઅંદર વાતો કરતી કહે છે, 'સદાય આપણે જ રાંધતી હતી અને આજ તો વરસાદમાં (આનંદથી) પીંછાં ફુલાવીને મોર કળા કરે એમ હરખઘેલી થઈને આપણી નણદી રસોડામાં દાખલ થઈ છે ને ! આજ તો રસોઈ માટે આપણું તો નામ પણ લેતી નથી !'

દેવોલ પાંચ પકવાન અને તેત્રીસ પ્રકારનાં ભોજન બનાવી જૂના કોઠારમાંથી ઘીની માણ બહાર કાઢે છે. બહાર કાઢતાં માણના મુખનો કાનો તૂટી જાય છે. દેવોલ શંકાશીલ બનીને વિચારે છે, 'બાપા, હું તો બૂડી ! મને આજે આવા માઠા શુકન કેમ થાય છે ?' ઘીની માણનો કાનો તો સાજો હતો અને એકાએક કેમ ફૂટી ગયો ?' દેવોલ દેવગરા થાળમાં ચૂરમાં બનાવવા લાગી છે. ચૂરમું બનાવતાં તેણી વિચારે છે, 'મારા સુંદર દિલનો રાજા ભૂખે દુઃખી થતો હશે !'

ભાદરવી ઘીમાં ચૂરમું ચોળી બાટકીમાં ચૂતાં ચૂરમાં લે છે. તેત્રીસ પ્રકારનાં ભોજન ગરણે બાંધી માથે મૂકે છે, અને ભાથું લઈને મારગે મારગે ઝેંઝણિયા ઝોડ તરફ જવા લાગી છે.

કૂડા કુળની ભાભી રાજકચેરીમાં આવીને ઊભી રહી છે. તેણી રાજાને ફરિયાદ કરતાં કહે છે, 'તમારી બહેન સદાય પડદામાં રહેતાં હતાં પણ આજે તો મોઢું છોગું મુકાવીને આવ્યાં છે ! ઘીની માણના સૂકા દાટા ખોલી વાઢિયા થઉનાં ચૂતાં ચૂરમાં બનાવી ગોવાળનું ભાત માથે મૂકી ઝેંઝણિયા ઝોડે જવા લાગ્યાં છે. દેવોલબાઈએ તો તમારી ઘણી આબરૂ વધારી છે !' કચેરીમાં

વિરાજેલા દેવોલના ભાઈઓ વિચારે છે, 'અમારી બહેન ગોવાળ સાથે હળી છે; સાચે જ અમારું નાક વઢાયું છે ! હવે લોકો અમારી વાતો કરશે.'

ભાઈને રીસના 'મોર' ચડ્યા છે. તે વિચારે છે, 'અમારી બહેન ગોવાળિયાથી ભૂંડી થઈ પછી અમારી શી આબરૂ રહી ?' તે કમરપટ્ટામાં કટાર ખોસે છે. ઢાલ અને તલવાર પીઠ પાછળ બાંધે છે. હાથમાં બરછી લે છે અને જુવાન ઊંટ (ટોડિયો) પર સવાર થાય છે. હીરની દોર ખેંચે છે અને ઊંટ પવનવેગે જવા લાગ્યો છે.

ભાઈના વિચારોથી અજાણ દેવોલ પગે ચાલીને આવે છે અને ભાઈએ તો નાથની રેશમી દોરી તાણી, પાછળ રેતના ગોટા ઊડે છે અને ઊંટ પહોંચ્યો ઝેંઝણિયા ઝોડમાં.

ખૂતાંનો રાજવી ઝેંઝણિયા ઝોડમાં ગાયો ચારીને ગંગાના ઘાટે પાણી પાય છે. ભરબપોર થયા છે અને ગાયોના ધણને પારેખ વડલે બેસાડે છે. મનમાં ખુશ થતો તે વિચારે છે, 'ઘણા દિવસ મેં માખોનો અભડાવેલો ''ડોઓ'' ખાધો પણ આજ તો મારી ફૂલ જેવા દિલવાળી દેવોલ ગુજરણ સરસ ભોજન લઈને આવશે.' લાંબી નજરે જુએ છે તો કોઈ ઝીણી રેતીમાં ઊંટને 'ઝીકારી' રહ્યું છે. મનમાં આનંદ પામતો રાજવી વિચારે છે, 'મારો સાળો, મારી ખબર લેવા આવતો લાગે છે.' નજીક આવીને દેવોલનો ભાઈ કહે છે, 'ગોવાળ, ઘડો લાવીને સાકરિયાં દૂધવાળી ગાયનું દૂધ કાઢ; મને દૂધ પીવાની અભિલાષા (ઉમાસો) જાગી છે ! તું ઝટ ઝટ ગાયનું દૂધ કાઢ.' ખૂતાંનો રાજવી બે સાથળ વચ્ચે ઘડો રાખીને બે હાથે ગાય દોહવા લાગ્યો છે. દેવોલનો ભાઈ વિચારે છે કે, 'આ યોગ્ય તક છે. ગોવાળ ખરો ઘાટમાં આવ્યો છે !' તે હાથમાં બરછી લે છે અને ખરી તાકાત કરીને માથાની મધ્યમાં મારે છે. હાથમાં ઘડો રહી જાય છે અને રાજવીના શરીરની આરપાર બરછી નીકળી જાય છે. મરતાં મરતાં ખૂતાંનો રાજવી કહે છે, 'સાળાજી, મારે અને દેવોલને એક જ રાતનો ઘરવાસો હતો ! એક જ રાતના મારા સાળા, તમારી બહેનને સુખી કરજો. હું ખૂતાંનો રાજવી છું ! દેવોલ મને ઘણી જ વહાલી હતી. તેને દુઃખ પાડતા નહીં. મારા સાળા, તમે કુશળ રહેજો ! દેવોલ તું પણ ઘણી ક્ષેમકુશળ રહેજે !' ખૂતાંનો રાજવી આબુના શિખરની માફક ઢળી પડે છે. તેનો આત્મા શરીરથી મુક્ત થાય છે.



દેવોલ તેત્રીસ પ્રકારનાં ભોજન લઈ મારગે મારગે ઝેંઝણિયા ઝોડમાં આવવા લાગી છે. પર્વતો પર મોર બોલે છે. સોહામણી કોયલો અમૃતવાણી બોલે છે અને દેવોલ ખુશ થતી ઝોડમાં આવે છે. પારેખ વડલાની છાયામાં ગાયોનું ધણ બેઠું છે અને દેવોલ ભાથું લઈને પારેખ વડલે આવે છે. સૂની ગાયો જોઈને ઝીણી ઝીણી નજરે જોવા લાગી છે. થોડેક દૂર વડની છાયામાં આબુના શિખરની માફક ખૂતાંનો રાજવી સૂતો છે. ઘણા જ રૂપાળા રાજાનું મુખ ચંદ્ર જેવું શોભી રહ્યું છે. દર્ભના તાજા અંકુર ફૂટ્યા હોય એવા છાતીના વાળ શોભી રહ્યા છે. આખી પૃથ્વીનું મૂલ્ય - આખી પૃથ્વીના રૂપ જેવો રાજા શોભી રહ્યો છે. દેવોલ વિચારે છે, 'રાજાને આટલી બધી ઊંઘ કેમ આવી છે ! ખાવાની વેળા વીતવા આવી છે. આથી મારી રાહ જોઈને થાક્યા લાગે છે અને ભૂખ્યા-તરસ્યા ઊંઘી ગયા લાગે છે. દેવોલ રાજાને ઢંઢોળવા લાગી છે. તેણી કહે છે, 'મારા ઘરના ભરથાર, તને આટલી બધી નિંદ્રા કેમ આવી છે ? તમે ઊઠો અને ભોજન જમો.' દેવોલ માથા નીચે હાથ નાખી ખોળામાં માથું લે છે. શરીરમાંથી લોહી વહી રાજાની નીચે જવા લાગ્યું છે. દેવોલના માથામાંનું ફૂલ નીચે પડવા લાગ્યું છે. તેણી વિલાપ કરે છે, 'બાપ, સૂરજના સાંઢે માર્યો કે પછી મારા ભરથારને

બીજા કોઈએ માર્યો છે. મારા હાથનું આજનું ભોજન તો જમવા દેવું હતું ? મારનારનું નખ્ખોદ જજો !' દેવોલ તો રડે છે; રતડે છે અને ઝૂરણ કરે છે. બાઈ છાતી કૂટે છે અને વિલાપ કરે છે.

સતિયાંને દુઃખ આવ્યું છે અને વૈકુંઠમાં ભગવાનને ખબર પડે છે. ભગવાન વૃક્ષના પાનના આડશે આવી ઊભો રહ્યો છે અને દેવોલને કહેવા લાગ્યો છે, 'બાઈ, તારા એવા લેખ લખ્યા છે. હવે રડવાથી રાજ મળવાનું નથી !'

ભગવાનનાં વચનોથી દેવોલ આશ્વાસન પામી છે. તે ચંદનની ચિતા માંડે છે. ચિતા પર ચડીને ખૂતાંના રાજવીનું માથું ખોળામાં મૂકે છે. બાઈના પગના અંગૂઠામાંથી 'હમાંમ હમાંમ' કરતી સિંદૂરી આગ ઊઠે છે અને બાઈના શરીરમાંથી ધીમે ધીમે આગિયા ઊડવા લાગ્યા છે...

# ધ્વન્યાંકન અને ગાન પદ્ધતિ

*(અહીં 'ખૂતાંનો રાજવી'નો મૂળ પાઠ મૂળ ત્રણ કેસેટ્સ ઉપરથી કાગળ ઉપર લિપિચિહ્નો દ્વારા અંકિત કરવામાં આવ્યો છે. આમ ગેય અને શ્રવણ રૂપની નેત્રો દ્વારા વાચન યોગ્ય પાઠ બને તે માટે સંશોધક દ્વારા પ્રયત્ન કરવામાં આવ્યો છે. છેલ્લે વાચકને ભીલી બોલીના મૂળ પાઠનો યથાતથ ખ્યાલ આવે એટલા માટે શબ્દ-અર્થ-સૂચિ આપવામાં આવી છે.*

*ગાયિકાની ગાન પદ્ધતિનો ખ્યાલ આવે એટલા માટે ગીતકથાની મુખ્ય ગાયિકાએ જે સૂરો લંબાવ્યા છે, તે બે બિંદુઓથી દર્શાવવામાં આવ્યા છે જ્યારે મુખ્ય ગાયિકાએ લંબાવીને છેલ્લું ચરણ છોડ્યું છે અને રાગિયા સ્ત્રીઓએ આ ચરણ પકડી દીર્ઘ રાગે સૂર પુરાવ્યા છે ત્યાં ચાર બિંદુઓ મૂકવામાં આવ્યાં છે.)*

નેંખલી આપેં કાટિયાં રે.. દેવોરિયા.. ઓ....
સારણી એતરાં આપ ઓપ્યાં રે.. દેવોરિયા.. ઓ....
થૂરમાં ધવળાં વાદળીઆં મેંલ એં એવાં સરિયાં રે.. દેવોરિયા.. ઓ....
આપ્યો અહાડો દનરો રે.. દેવોરિયા.. ઓ....
દેવોર તેંણીઑન નેંદો કેંમ આવી રે.. દેવોરિયા.. ઓ....
સમદરિયો લેઈ નગારું પોવીન માથેં સરવા લાગિયો રે.. દેવોરિયા.. ઓ....
હુતા હૉકેં ઝાગો રે.. દેવોરિયા.. ઓ....
પીળિયાં પરોર ઓપ્યાં રે.. દેવોરિયા.. ઓ....
દાદા વેળું કુકર બોલ રે.. દેવોરિયા.. ઓ....
લમણાં-તમણાં રૂપેં કેંર રે.. એંદરિયો... ઓ...
થૂરમાં ઢી..ડી..ડી.. ગાઝવા લાગિયો રે.. દેવોરિયા.. ઓ....
હૂરાં નરૉન હૂરપેંણ સરેં રે.. દેવોરિયા.. ઓ....
ભાગાંન ભાગપે ણ આવે રે.. દેવોરિયા.. ઓ....
ઝાગતા બારણિયે આવજો રે.. દેવોરિયા.. ઓ....
ઝેંણો ઝેંણો ધધમેં રે.. દેવોરિયા.. ઓ....
આપલિયે વીજો ધધૂકા મારેં રે.. દેવોલિયા.. ઓ....
આવ્યો વેંરાગી દનરો રે.. દેવોરિયા.. ઓ....

દેવોરિયા બોલેં મેવાંવાળાં ઝીવરાં રે.. દેવોરિયા.. ઓ....
દેવોરિયો વાતો સોળ રે.. દેવોરિયા.. ઓ....
આતો હૂતો ઝાગું રે.. પાબીઝી.. ઓ....
પાટ્યા, પીઝીયાં, કુરિયાં ખેત રે.. દેવોરિયા.. ઓ....
તમાં અળ સઉરાની હઝાઈ કરઝોરી.. રે.. દેવોરિયા.. ઓ....
ધવળાં ધોળીઆંન થપોરિન બાયણેં કાટેં રે.. દેવોરિયા.. ઓ....
ખૉર-પૂજો ખવચાવીન વાતી સોળ રે.. દેવોરિયા.. ઓ....
ધોબીની હઝાઈ કરું રે.. પાબીઝી.. ઓ....
કુરી બરટીનાં બીઝરલાં કાટ્ઝો રે.. પાબીઝી.. ઓ....
અળ-સઉરાની હઝાઈ કેરે રે.. દેવોરિયા.. ઓ....
ડાવા-ઝવણા ઝોરવા લાગો રે.. દેવોરિયા.. ઓ....
ધવળા ધોળીન ધૂહળી મોંડે રે.. દેવોરિયા.. ઓ....
ગણેસિયા તનં સમરું રે.. ગણેસિયાઝી.. ઓ....
રૂરાં હમણ આલઝો રે.. ધોળીઆઝી.. ઓ....
પાબી હૂકા દાટા ખોલેં રે.. પાબીઝી.. ઓ....
હૂકા દાટા કાટી બીઝરલાં કાટિયાં રે.. પાબીઝી.. ઓ....
બીઝરલાં કાટી ન દેવોરિયાન આલવા લાગિયાં રે.. પાબીઝી.. ઓ....
તમારી પસેરી ગાંઠ વાળાં રે.. દેવોરિયા.. ઓ....
તૉણીન ગાંઠ વાન રે.. દેવોરિયા.. ઓ....
ઝૂઆર- બરટીનાં બીઝરલાં તૉણીન ગાંઠ વાળિયાં રે દેવોરિયા.. ઓ....
લેઈન ખપામા નૉખીન ઝાવેં રે દેવોરિયા.. ઓ....
લીલરિયો ધોળી તો સેરવા લાગો રે.. દેવોરિયા.. ઓ....
ધૉળેં ધોળીએ પોયલો કરિયો રે.. કેંમ ધોળીઓ.. ઓ....
મારો ધોળીઓ ખાટબહુ કેંમ સૂકેંન આલો રે.. ધોળીઓ.. ઓ....
મનેં કેંમ ખાટબહુ સૂકેંન આલો રે.. ધોળીઓ.. ઓ....
હેં કે.. ઝમણા વેંણાગ બોલિયા રે.. દેવોરિયા.. ઓ....
ડાવી દેવોલ બોલિયાં રે.. દેવોરિયા.. ઓ....
ગૉમ ન ગૉદરે ઝાવા લાગિયો રે.. દેવોરિયા.. ઓ....
ખૂતાંનો રાઝવી માથુ ધૂણાવવા લાગિયો રે.. દેવોરિયા.. ઓ....
મારાં ખોટાં હમણ ઓયાં રે.. ધોળીઓ.. ઓ....
ખેરિયો ઝાવા લાગિયો રે.. દેવોરિયા.. ઓ....
પીઝીયાં માલિયાં – કુરિયાં ખેત રે.. દેવોરિયા.. ઓ....
હેંકે.. માંલિયે – કુરિયેં ખેતે ઝાવેં રે.. દેવોરિયા.. ઓ....

ઝૂઆર-બરટીનાં બીઝરલાં નેંસાં મેલે રે.. દેવોરિયા.. ઓ....
પાવોર - પરબથેં બોલેં લવતા મોરિયા રે.. દેવોરિયા ઓ....
કેંચોક કેંચોક બોલ રે મોરિયા.. ઓ....
ગણેસિયા કળહળીએ ક્હોર મેલઝે રે..
બળદે બળ મેલઝે રે..
ઝમીમા મારી ગઝ ગઝ પરી પરી વર્તેઝે રે.. દેવોરિયા.. ઓ....
ધરણ માતાન વેંતવા મૉડિયાં રે.. દેવોરિયા.. ઓ....
આહાડા-કોરબણા અળા તૉણવા લાગિયો રે.. દેવોરિયા.. ઓ....
કૂરી-બરટીનાં બીઝરલાં વાવણા લાગિયો રે.. દેવોરિયા.. ઓ....
ભર બપોરિયા દનરા આવિયા રે.. દેવોરિયા.. ઓ....
તેંય તો સરિયો ડાવો ડુગરો રે.. દેવોરિયા.. ઓ....
મારાં ભાતુરલાં અઝી નેં આવિયાં રે.. દેવોરિયા.. ઓ....
મનં - તો ખતિયા લાગી અઝી પાતુરલાં કેંમ નેં આવીયાં રે.. દેવોરિયા.. ઓ....
પૉઝાઈ સરવેં ખાટી સાહી લેવે રે.. પાબીઝી.. ઓ....
કૂરી-કોદરાંનાં હોગરાં માથેં મેલિયાં રે.. પાબીઝી.. ઓ....
લટકતે આથે ઝાવા લાગિયાં રે.. પાબીઝી.. ઓ....
બાઈ તો લાંબી ફાળ નં સોટે ડગલે રે.. પાબીઝી.. ઓ....
મોઝરિયાં ન મસકે ઝાવા લાગિયાં રે.. પાબીઝી.. ઓ....
પાબી દેવોરિયાનાં પાતુરલાં લેઈને આવેં રે.. પાબીઝી.. ઓ....
ખાંમદાંન વાત રાખવી તે.. ખતિયા પરી લાગિયાં રે.. દેવોરિયા.. ઓ....
લાંબી નજરે ઝોવેં રે.. દેવોરિયા.. ઓ....
પૉઝાઈ મારી કેદિ'ય પૂખેં નહીં મારતાં રે.. પાબીઝી.. ઓ....
આતરી વારો કેંમ લાગિયાં રે.. પાબીઝી.. ઓ....
આઝ માર પાતુરલાંની વારો કેંમ લાગિયાં રે.. પાબીઝી.. ઓ....
એતરાકમાં તો પાબીઝી પાતુરલાં લેઈન આવિયાં રે.. પાબીઝી.. ઓ....
પાબીઝી તો કૂરિયે-માલિયે ખેતે આવિયાં રે.. પાબીઝી.. ઓ....
આવીન હેઢા ઉપર ઉપાં રઈયાં રે.. દેવોરિયા.. ઓ....
માંનનો દેવોરિયો, માંનની પોઝાઈ ઘણાં એક એકાંનાં માંનહાં ઓતાં રે..
દેવોરિયા.. ઓ....
મારા લાડમીયા દેવોર તમારાં ભાતુરલાં કેં મેલું રે.. દેવોરિયા.. ઓ....
સરેં રીહાંવાળા મોર રે.. દેવોરિયા.. ઓ....
રીહાંવાળા મોર રે.. દેવોરિયા.. ઓ....
કેં બેંહારું દેવરિયા મારી હેઝો રે.. દેવોરિયા.. ઓ....

કાગલાં-કૂતરાંન આલકેં પૉઝાઈ થારાં ભાતુરલાં રે.. પાબીઝી.. ઓ....
હેંકે.. પથરે પટકાવકેં થારી હેઝો રે.. પાબીઝી.. ઓ....
આતરી વારો કેંમ લાગિયાં રે.. પાબીઝી.. ઓ....
મારાં ભાતુરલાંની આતરી વારો કેંમ લાગી રે.. પાબીઝી.. ઓ....
તમારી ઑંખો ખોલીન ઝોવાં ઓતો રે.. પાબીઝી.. ઓ....
પૉઝાઈ થારી ઑંખો ફૂટી ગેઈઓ કે કેંમ ઓઈયાં રે.. પાબીઝી.. ઓ....
દનરો ગિયો ડાવાં ડુંગરાં રે.. પાબીઝી.. ઓ....
આતરી વારો કેંમ લાગિયાં રે.. પાબીઝી.. ઓ....
હુય રમણા આવ્યો તે આતરી વારો ઓઈયાં રે.. પાબીઝી.. ઓ....
દેવરિયા રોતાં ખોળીએ નાનાં બાળ રે.. દેવોરિયા.. ઓ....
ખૂટે... રેંકતાં-વાહતાં ધવળાં ઢોર રે.. દેવોરિયા.. ઓ....
રેડાં-પાડાંન સાર-પૂળો કરવા રઈયાં રે.. દેવોરિયા.. ઓ....
હેંકે પૉઝાઈ થારાં બાળકાં ન ઝૂંબઝો કાળુરો નાગેં રે.. પાબીઝી.. ઓ....
દેવરિયા અવટા કેંમ બોલેં રે દેવોરિયા.. ઓ....
આઝેં કેંણે પૉગો ખવરાવી અવટા કેંમ બોલે રે.. ઓ....
પાબી દેવોરન કજિયો લાગીયો રે.. દેવોરિયા.. ઓ....
કેંહાં કાલાં મેંતાં પીતાં રે.. દેવોરિયા.. ઓ....
મારા લાડમીઘા દેવોર હુય ઓયાં રે.. દેવોરિયા.. ઓ....
મનં ખતિયા લાગી આતરી વારો કેંમ લાગિયાં રે.. પાબીઝી.. ઓ....
આવાંક દેવોર ભાતુરલાં ઝમી લેઝો રે.. દેવોરિયા.. ઓ....
હુ હેતહાં પાતુરલાં લઈન આવી હેં તે ઝમું રે.. પાબીઝી.. ઓ....
પૉગાંહી રીહાંની સમાટો સરિયો રે.. પાબીઝી.. ઓ....
ટોસીમાં ભરાડી ઓપ્યો રે.. પાબીઝી.. ઓ....
દેવોરિયા, મારી હાહુરીના ઝાય્યા એવો ઝબરો નેં ઑળિયો રે.. દેવોરિયા.. ઓ....
મારા પર ઝોર હુ કાટે રે.. દેવોરિયા.. ઓ....
એવો ઝબરો એં તો માર પિયોરિયે ઝાઝે રે.. દેવોરિયા.. ઓ....
મેયા મડોવરાની દીકરી દેવોલ ગુઝરણ વાઝેં રે.. દેવોરિયા.. ઓ....
દેવોલ ગુઝરણનં પણ્ણીન આવઝે રે.. દેવોરિયા.. ઓ....
હૉ... તૉ તો તનં ઝબરો ઝૉણું રે.. દેવોરિયા.. ઓ....
દેવગરો થાળ લઈન, હુઝી પોળોમાં ખઝૂરિયાળા દીવલે વતાવો રે.. દેવોરિયા.. ઓ....
કકુના સૉંદલા કાલો રે.. રે.. દેવોરિયા.. ઓ....
કકુવરના સૉંદલા કરો, સોખલીએ વતાવો રે.. દેવોરિયા.. ઓ....
તો ઉ તનં ટણકો ઝૉણું રે.. દેવોરિયા.. ઓ....

